"દેલવાડાકર આ[illegible]."

"અસ્તો[illegible]"

# નવલગં[illegible].

## ભાગ બીજો.

સ્ત્રી સંસારિક કાદમ્બરી
"Hoodman blind" નામના લન્ડનના પ્રખ્યાત નાટ્ય
પ્રયોગનું અનુકરણ


લખનાર—ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.
જરથોસ્તી છોકરિઓની નિ. મં. હ. નિશાળોનો ગાયન શિક્ષક


Such is thy varying nature, that the woves
Are not more fluctuating than thy
oprucan Nor sooner are displac'd
"*Chorles the first*"


આવૃત્તિ પેહેલી.

સરસ્વતી મુદ્રાયંત્રમાં મુદ્રાંકિત.





ઈ. સ. ૧૮૯૬–વિ–સં–૧૯૫૨

કિમ્મત રૂપિયો એક.

## સવૈયો

સિંધુ તરંગ સમાન સઉજ્વળ, વાગ્નિપ્રભા તણું ગૌરવ જેને,
ચંદ્રપ્રભા સમ, કાં રૂપના રસ તુલ્ય પ્રકાશ ભણાયજ જેને;
મેરૂ અને ધ્રુવના અચળિત વિચાર સમાન સુજ્ઞાનજ જેને,
બાણુ પ્રમાણુ અનુભવ સિદ્ધ, ગ્રહ્યું વરદાનજ સારદ જેણે.
એ કવિકાવ્ય રૂપી પ્રિય પંકજનો થઇ ભોગી મધુકર પ્યારો,
**જેમ**–શુદ્ધ પરાગ ગ્રહે ભટકી વન ભૂત ભ્રમિત થઇજ બિચારો;
**વળી**–સૃષ્ટિ તણા કવિ દીપકનો પ્રિયપોપિ પતંગ ગુણીજન ધારો,
**તેમ**–સુકવિ કાવ્ય તણો છું તૃપિત અનન્ન હું ચાતક બાળ વિચારો.

---

ગુણજ્ઞ કોકિલ? આપ તુજ, મધૂર વાણી મુજ મૂખ;
હરિગુણુ ગાઊં હર પળે, પામું કવિજન સૂખ.

કર્તા.

# અર્પણ પત્રિકા.

પવિત્રપુત્ર હિતકારણી.

પુજ્ય સ્વર્ગવાસી માતાજી.

**યમન—કલ્યાણ.(ગરબી)**

[ પ્રીત કરવી છે સ્નેહ ઘણી પણ નિભાવવી મુસ્કેલ ] એ રાહ.

પુજ્ય પવિત્ર ભલી જનની તુજ ક્યમ વર્ણું ઉપકાર!
નથી શકિત તુજ બાળ પાસ કંઇ બદલો દેવા સાર–પુજ્ય
ગર્ભ ધારી નવમાસ સેવ્યું, સંકટ અપરંપાર;
તે સંકટનો બદલો આપું શી રીતે આ વાર–પુજ્ય,
બાળ તણા બહુ લાડ પ્યારમાં, તજ્યાં ઉંઘ, આહાર;
જરા દુઃખ થાયે જો મુજને, છોડી અશ્રુધાર–પુજ્ય
નવ જોયું મુજ સુખ સેવના, નવ જોયો મુજ પ્યાર;
ચાલી બાળક છોડી મુજને, કરી વિખૂટો બાળ–પુજ્ય
માતૃ પ્રેમભકિત બદલામાં, કંઇ જે સેવા સાર;
અર્પું, તે તુજ ગ્રહણ કરીને, પામ્ય મોક્ષ નિરધાર–પુજ્ય
સુશીલ અને સદગુણી.ગંગા,નવલ પ્રમાણિક નાર;
ગ્રંથ અર્પું આ પ્રેમભાવથી, માતા? સેવ સ્વિકાર—પુજ્ય

હું છું—

**તારો જન્મભરનો લાડકવાયો**

પણ

પ્રેમ વિયોગી, ઓશીંગણ પુત્ર.

**ગોપાળજી.**

# ઉપોદ્‌ઘાત.

**નાટય** પ્રયોગ, જેમ ભૂમીપટપરની રંગભૂમીને દેદીપ્યમાન કરી પ્રેક્ષક વર્ગને અસર કરી શકે છે; તેમ **વાર્તિક**, પૃષ્ટપરની રંગભૂમીપર મધુરાક્ષરોથી શોભા પામીને વાંચક વર્ગને સ્વાકર્ષણ કરે છે. નાટયની અસર દૃષ્ય ભાવે થઈ શકે છે, અને વાર્તિકાસર શ્રાવ્ય વા વાંચ્ય ભાવે થઇ શકે છે; અગર જો લેખક પ્રૌઢ શક્તિ ધરાવતો હોય, તો તે નવલકથાઓના મનોહર પ્રસંગને પૃષ્ટપટપર એવા પ્રકારે ગોઠવી શકે છે, કે વાંચક જાણે વાંચતી વખતે મુંબઇનાં **નૉવેલ્ટી** થીયેટરમાં કે લન્ડનનાં **ઇમપાયર** થીયેટરમાં બેસીને જન સંસારિક અભિનયો દૃષ્ટિગોચર કરતો હોય. આ સર્વ રચના, કુશળ અને અનુભવી લેખકથીજ થઇ શકે છે. આ પ્રકારના વાર્તિક લેખમાં જુદી જુદી જાતના સંસાર, વિચાર, અને અનુભવ દર્શાવવા ઉપરાંત ભાષા સાર્વજનિક હોય તો અવશ્ય એ વસ્તુ પ્રશંસનીય ગણાય છે.

આજકાલના કેટલાક આડંબર કરનારા ભૂતડાઓ, પોતાને વિદ્વનમાં ખપાવવા સારા લેખનું અવલોકન કરેછે, અને હાથમાં કંઇક ચીંથરૂં હોવાથી, તે માટે **અર્ધદગ્ધની** પેઠે ટીકા કરવા બેસેછે.; પણ એ મૂર્ખાઓએ, બીજાના લેખની ટીકા કરતાં પેહેલાં પોતે પોતાને ઓળખતાં શીખવું જોઇએ છે. પોતે કોણ! પોતાના લેખની શી મહત્તા! અને પોતામાં કેટલું પાણી છે, તે તપાસ્યા વિના પરવસ્તૂપર કુદી પડતાં અલબત તેઓએ શરમાવું જોઇએ!! કહેવું સ્હેલ છે, પણ કરી બતાવવું બહુ મુસ્કેલ છે.

અલબત પરભાષાનાં લાગુ પડતાં લાક્ષણિક દૃષ્ટાંતો રજુ કરવાથી કે અન્ય સંસારના સદ્‌વિચાર મિશ્ર કર્યાથી કંઇ સ્વાર્થિ ટીકાકારોની ટીકા તે પર ફળિભૂત થઇ શકતી નથી, પણ આડંબર કરવાથીજ તે ટીકાને પાત્ર થાય છે. વાર્તા, એ પણ એક કાવ્યછે; અલબત તેમાં ભાષા બંધનનો પ્રથમ સ્વાલ છે, તોપણ કુશળ લેખકને માટે એ પ્રશ્ન નિષ્પ્રયોજક છે. વળી સાદી વાર્તા લખી જવી, એ તો બાળકથી કે અભણ મનુષ્યથી પણ બની શકે છે, પણ જ્યાં સુધી ઉત્તમ ચિત્રકાર મનોહર મુર્તિને યોગ્ય અલંકાર ધારણ કરી ન શકે, ત્યાં સુધી તેના પ્રેક્ષકને તે પ્રતિ આભિરૂચી પ્રાપ્ત થતીજ નથી.

વિષય, વાણી, અને અનુસંધાન એ આ સ્ત્રીસંસારિક કાદમ્બરીનાં આભૂષણો છે, અને તે યોગ્ય બુદ્ધિ અનુસાર પ્રદર્પિત થયેલાં જોઇ શકાશે; તોપણ તેમાં સમાયલા અનેક દોષો પ્રતિ લક્ષ્ય ન દેતાં, મૂળવસ્તુપર દૃષ્ટિ કરશે, તો વાંચકને પોતાના કાર્યમાં નિષ્ફળ થવું પડશેજ નહિ. કેમકે “ दृष्टं किमपि लोकेऽस्मिन्न निर्दोषं न निर्गुणम् ” “ चण्डकौशिक ”

મૂળ વસ્તુ ઉત્તમ હોવી જોઇએ, અને એ નિયમ સંભાળવાને મૂળ-થીજ યોજના ઘડવી, એ લેખકનું પ્રથમ કર્તવ્ય છે. પછી શું શ્રાવ્ય કે શું દૃષ્ય; જ્યાં સુધી વાંચકવૃંદને શ્રાવ્ય વસ્તુ વાંચતા દૃષ્ય વસ્તુની અસર ન થાય, ત્યાં સુધી કુશળ લેખકની લેખિની બાલ્યાનુભવી ગણાવી જોઇએ; પછી કલ્પિત વસ્તુ હોય તોપણ શું થયું? પર વસ્તુનું ભાષાન્તર કરવા કરતાં, જે કાર્યનું અનુકરણીય પરિણામ હોય, તે કાર્ય વાંચકવૃંદની પસંદગી મેળવવાને પ્રથમ પંક્તિ ધરાવે છે. પણ અનુકરણ કરનારે મૂળ વસ્તુ સાથે લડત ચલાવતાં સંસારિક બનાવની વિમૂખ થઇને પોતાનો લેખ, નિષ્ફળ ન થાય, એ માટે ઘણી સંભાળ રાખવાની છે.

**નવલગંગા–પ્રથમભાગ** માટે, કેટલાંક **દેશી અને અંગ્રેજી વર્તમાન પત્રકારોએ** જે સ્વતંત્ર મત દર્શાવ્યું હતું, તે એજ હતું, કે "**આ વાર્તાનું અનુકરણ એવી સંભાળથી થયું છે કે, અગર "Hoodman blind"નું કંઇ પણ અંગ્રેજી સંસારિક ચિન્હ દૃષ્ય થવા કરતાં માત્ર હિંદુસંસારને બંધબેસ્તુજ છે. જો કે અંગ્રેજી સંસાર આર્ય સંસારને લાગુ પાડવો વિટંબના ભરેલો છતાં, કર્ત્તાએ અદ્દભૂત ખુબીથી તેનું અનુકરણ કરેલુ છે**" એજ પ્રમાણે **સરકારી રિપોર્ટરે પણ ઉત્તમ મત આપ્યું** હતું. આ નવલ કથાએ, વાંચકવર્ગની પસંદગી મેળવી છે, તો પછી નિંદાખોરોને મચક આપવાનું કંઇ કારણ!

અલબત મારા પ્રથમ પ્રયાસ વખતે પ્રગટ થયેલું "**નવલગંગા ભા. ૧**"નું પુસ્તક, અનુભવહીણ મનુષ્યના હાથમાં જવાથી તેની છપાઇ માટે મને સહજ શોચનીય થવું પડયું, પણ તેથી તેની મૂળ વસ્તુની રસિકતા અને વિષય સંકળના તૂટી જઇને વાંચકને કોઇ પણ પ્રકારે નાશીપાસ થવું પડયુ નથી; એટલું છતાં તે પુસ્તકપર ભિન્ન ભિન્ન મગજથી તરેહવાર ટીકાઓ થઇ, તેથી તો નુકશાન થવા બદલે લાભજ થવા સંભવ છે. કદી સ્વાર્થી ટીકાકારો નુકશાન કરવાની મતલબે ટીકા કરે તો "किं करिष्यति जनो बहु जल्प:" નિંદાખોરો બકવા કરીને શું કરશે?

"**પંચદશી**" માંહેના "**જ્ઞાનાંકુશ**"ના એક શ્લોકમાં લખે છે કે "મારી નિંદા કરવાથી કોઇને સંતોષ થતો હોય, તો મારા પર એક મોટો અનુગ્રહ છે, ને તે સિદ્ધ કરવાને કશો પ્રયત્ન કરવો પડતો નથી; જે પુરૂષો શ્રેયને ઇચ્છે છે, તે પારકાને સંતોષ પમાડવાનેજ અર્થે!"

આ સંસાર બે વસ્તૂથી ભૂષિત છે. રાત્રી અને દિવસ, દુ:ખ અને સુખ, જૂઠ અને સત્ય, અને શોક ને હર્ષ. આ પ્રકારે જો વસ્તૂની સરખામણી ન હોત તો દરેક સત્ય વસ્તૂ, અપ્રમાણિક અને નિંદાખોર મનુષ્યના આક્ષેપથી નાશ થઇ જાત. કેમકે કાચ નહોત તો મણી શોભત નહિ, તેમ ગર્ધવ ન હોત તો ઘોડાનું મૂલ્ય અંકાત નહિ.

સંસ્કારી લેખકો, પોતના તીવ્ર મગજથી જે વસ્તુ ઉત્પન્ન કરે છે, તેને માટે પ્રતિબંધ હોતોજ નથી; અને કદી તેપર અનુચિત ટીકા થાય, તોપણ તે ટીકા પર વધુ વજન રાખતોજ નથી. જનમંડળની લાગણી સંભાળનાર મનુષ્યને બે પાંચ ટીકાકારોપર આધાર હોતોજ નથી. કેમકે જગતમાં અનેક જનો એકજ વિચારપર ઠરતા નથી. પછી જેમ જેના મગજને અનુકુળ થઇ પડે તે પ્રકારે જન વ્યવહાર ચલાવે છે, ત્યારે ટીકાનું શું વજન ! ! !

જગતમાં જન્મ પામેલી દરેક ઝાહેર વસ્તૂ ચર્ચાને પાત્ર છેજ, તેમ આ મારી અજ્ઞાત વસ્તૂ પણ વિશેષ ચર્ચાશેજ. પછી કોઇ સ્વાર્થીના મુખથી, કોઇ નિસ્પૃહીના મુખથી, કોઇ નુકશાન કરવાની મતલબે, કે કોઇ ઉતેજન આપવાની ઇચ્છાએ, પણ ચર્ચાયછે, ને ચર્ચાશે, તો તેથી પ્રયાસીને લાભજ છે. ચર્ચા, ટીકા, એતો પ્રયાસીને ખીલવાનું એક ઉત્તમ અનુભવિકા સ્થાન છે. ચર્ચાથી, ખામી ભરેલી વસ્તુ, ખુબીદાર થવાને ભવિષ્યમાં આશા રહે છે. અલબત વસ્તૂ ઉત્પન્ન કરનારને પોતાની મધુરી વસ્તુમાંથી દોષ મળી આવવો મુસ્કેલ થઈ પડેછે; કેમકે પોતાનાં ઉછૃંખલ બાળકને પણ માબાપ તો મીઠી નજરેજ જુવેછે, ત્યારે તેની સુધારણાનો અનુભવ તો નિસ્પૃહી બોધક ટીકાકારો તરફથીજ મળેછે.

હુ ઉચ્છુંછું કે મારી આ વસ્તૂ ભિન્ન ભિન્ન જનમંડળના અદ્‌ભૂત મગજના ફાંટા તળે ચગદાઇને વિશેષ ચર્ચાને પાત્ર થાય. એક માટી જેવી વસ્તૂ પણ ચગદાયાથી, મસળાયાથી, નરમ પણ ચીકાશવાળી થાયછે. તો તેજ માટીની વસ્તૂઓ એક સમયે એજ ફાંટાબાજ મગજના માનવીની પસંદગી મેળવી શકે છે.

સ્વાર્થી ચર્ચાપત્રીઓ કે ટીકાકારોને વજન આપતાં પેહેલાં તિરસ્કારની નજરે જોવું જેમ અયોગ્ય નથી, તેમ નિસ્પૃહી, શુભેચ્છક ને પ્રમાણિક ટીકાકારોને માન આપીને તેનો સદ્‌બોધ ગ્રહણ કરવામાં યતિંચિત પણ હાની નથી.

આજકાલ કેટલાક **અર્ધદગ્ધ ટીકાકારો** હળદરને ગાંઠીયે ગાંધી બનીને, સરકારી રિપોર્ટરે પાસ કરેલાં અને મેહેરબાન કેળવણીખાતાના અધિકારી મંડળે પસાર કરેલાં પુસ્તક માટે વિચિત્ર ટીકા કરી, એ વિદ્વાનોને કંઇક આક્ષેપ કરેછે, પણ એ **અર્ધદગ્ધ ટીકાકાર** સૂર્યપ્રતિ ધુળ છાંટનાર કરતાં કંઇ ઓછો મૂર્ખ ગણાવો જોઇએ ? કૃપાછે કૃપાળુની, કે **ગવર્નમેન્ટ સરકાર** એવા **અર્ધદગ્ધને** એ ઝાહેર કામના **અધ્યક્ષ** નથી બનાવતા;

નહિતો કંઇક માલ રહ્યો છે, તે પણ પવન સાથે મળીને દેશી સાહિત્ય શુન્યમય થઇ જાત !!!

આપણા કાર્યને માટે જો ચર્ચા અને ટીકાનું સ્થળ, સ્વાર્થ થઇ પડયું હોય; લેખની મહત્તા વધારનાર અને બાંકા ફુંકનાર ખુશામતને ઇચ્છનારા હોય; તો પછી ગુર્જર સાહિત્યની ઉન્નતિ, હિંદની કંગાળ દશા સમાન દુર્દશાને પામે તેમાં શું આશ્ચર્ય!

ગ્રંથકારો, કદી પોતાના ગ્રંથો, ઉત્તેજકોને ભેટ કરે, અને તેઓ ઉત્તેજન આપવા બદલે ખોટી ટીકાઓ કરી, પોતાના ઉત્તેજક તરીકેના નામને અચળ રાખવા, પણ ઉત્તેજન શબ્દનો નાશ કરવા અર્થાત્ લેખકોને નિષ્ફળ કરવા ઝાહેર નુકશાન આપે તો પછી ગુર્જર સાહિત્ય તે ખીલે શેનું! અને હિંદની દુર્દશા ન થાય શા માટે!

કેટલાક દેખતી આંખે શુક્રાચાર્ય બનેલા માણસો, અમારા આ કાર્યની અભિવૃદ્ધી જોવાની અનેચ્છાએ પોતાના ચીંથરીયા પત્રમાં અમને બોધ કરે છે, કે **"અમારે વધારે આ કાર્યની વૃદ્ધી કરવી નહિ."** આ મૂર્ખાને કોણે, અને કેવી રીતે સમજાવવો, એ માત્ર દીવાનશાળાના ઉપરીનેજ વિનતી કરવી પડશે. નિસ્પૃહી ને પ્રમાણિક ટીકાકારોનો ધર્મ તો એજ કે ઉધરતા લેખકોને ખીલાવવાને કંઇક ખામી ઉપરાંત અનેક ખુબીઓ દર્શાવી ઉત્તેજનનું જળ તેના કાર્ય મૂળમાં રેડવું, કે જેથી તે પ્રફુલ્લિત થાય; પણ દેશી રિવાજનાં માબાપો જેમ બાળકોને શરૂઆતની કેળવણી આપતાં અપશબ્દો શીખાડવાનું વિશેપ પસંદ કરે છે; તેમ જો સુધારેલા ટીકાકારો ઉલટો માર્ગ પકડે, તો આર્યોએ હિંદ ગુમાવ્યું, તેમ ગુર્જરો, ગુર્જર સાહિત્ય ગુમાવે તેમાં આશ્ચર્ય કહેવાય નહિ—સાંપ્રતકાળનું ચિન્હતો આ ધોરણે દૃષ્ય થાય છે, પછી કાળ જતાં કોણ જાણે કવિ ભવભૂતીનું વાકય ખરૂં પડે તો—કે कालोह्यमं र्निर्विधिर्विपुला च पृथ्वीः ॥

ચંદ્રોદય, આષાઢ—વિક્રમાર્ક. ૧૯૫૨,<br>ભૂલેશ્વર રોડ. મુંબઈ. } કર્તા.

# સૂચના.

આ પુસ્તક સંબંધી, મારા એક પ્રિય મિત્ર મી. રણછોડદાસ હરકીશનદાસ મારફતીઆએ અંગ્રેજી સાહિત્યના કામમાં બહુ ઉપયોગી મદદ આપી છે, તથા ચિત્ર સંબંધી,મેશર્સ મસાની કુંપની અને મેશર્સ કસેરીઝ કંપની તરફથી જે શ્રમ લેવાયોછે, એ સર્વેનો આ સ્થળે ઉપકાર માનવો યથાયોગ્યછે.

આ ગ્રંથ, કેટલાક સંસ્કૃત કવિઓના કાવ્યનો, કેટલાંક અંગ્રેજ વિદ્વાનોના લેખનો, અને કેટલાંક ગુર્જર લેખકોના સાહિત્યનો આભારી છે. માટે આ સ્થળે તે સર્વેનો આભાર માનું છું.

કર્ત્તા.

<u>દેલવાડાકર સીરિઝ</u>

# અભિપ્રાય

नानीयन्ते मधुनि मधुपाः पारिजातप्ररोहै-
र्नाभ्यर्थ्यन्ते तुहिनरुचिना चन्द्रिकायां चकोराः ।
अस्मद्वाचां धुरि मधुरिमा यद्यपूर्वावतारः
सोल्लासाःस्युः स्वयमिह बुधाः किं मुधाभ्यर्थनाभिः ॥ सु. र. भा.

" મનોહર પારિજાતકમાં તેની સુગંધીનો પમરાટ એટલો તો આકર્પિક છે કે જેના પરાગથી ભ્રમર ભૂલો પડીને પણ ભટકતો શોધ કરતો તેની સુગંધી ગ્રહવા આવેછે. નહિં કે પારિજાતક તેને આમંત્રણ કરેછે. જેમકે ચંદ્ર, ચકોરની દરકાર કર્યા વિના પોતાની કાન્તિ દીપાવતો ગગન ભૂમીપર ચાલ્યો જાય છે, તોપણ ચકોર તેની મોહિનીમાં લોભાઇને ચંદ્રપ્રતિ એક દૃષ્ટે પ્રેમચુંબન કર્યા કરે છે. એ પ્રકારે મધુરવાણીનું ગૌરવ, પ્રતિજનને આકર્ષતું નથી, પણ મનુષ્ય પોતેજ બપૈયા સમાન તૃષિત થઇને એ સંસ્કારી વાણીને શોધવા આવે છે." આ પ્રમાણે જો લેખમાં સાફલ્યતા હશે, ભાષામાં ગૌરવ હશે, જો કંઈ વિષયમાં મહત્તા હશે, તો પોતાની મેળેજ મનુષ્ય, એ વસ્તુને શોધતો આવશે; મુખેથી આત્મસ્તુતિ કરવા કરતાં કાર્યથીજ ઉદ્દેપીને પંક્તિ મેળવવામાં લાભ છે. કેમકે ગુણવાળી વસ્તૂ સદા વિજયીજ નીવડી શકે છે. અલબત કદી તે દુર્જન મનુષ્યની નિંદાનો ભોગ થતાં થોડો સમય ગુપ્તરહે, પણ "सत्यमेवजयते." અંતે સત્ય વસ્તુ છુપી રહેતીજ નથી. કહ્યું છે કે " काचः काचः मणि मणिः "

વળી-" When truth in Closest words shall fail
" Thou truth embodied in a tale
" Will enter in at lowly doors,"

એ રત્નપરિક્ષક ઝવેરી એવા હોય છે કે જ્યમ—

**સોરઠો.**

હંસગ્રહે શુધ દુગ્ધ, જળ મિશ્રિત હોયે તદા;
ગુણિજન ગ્રહે વિશુદ્ધ, જ્ઞાન પાન કરી સર્વદા.
મધમાખી મધ જોય, મધુવન પુષ્પમહિં સદા;
મધુકર સાર ન ખોય, કુશળ મનુષ્ય સમા કદા.
દુર્જન નિંદે આપ, પરનિંદા પોતે કરી ;
ગ્રહે સર્વ પરપાપ, પરતાઇ અંતે ફરી.

કેટલાએક લેખકો પોતાનાં સામાન્ય પુસ્તકોને ઉત્કૃષ્ટ ગણાવા માટે વિદ્વાનોને ત્યાં જઇ તેનો અમુલ્ય વખત રોકી, કંટાળો આપીને, અને કંગાળ બનીને અનુમતનું ચીથરૂં હાથ કરે છે. અને એ કલ્પિત મત છપાવીને પોતાનાં પૂસ્તકને ઉત્તમ પંકિતનું ગણાવવા અને પ્રજામત બેસાડવાનો પ્રયત્ન કરે છે. આ પ્રકારના ઊદૃેશથી પુસ્તક પ્રશંસનીય થતું જ નથી. સૂર્યની કાન્તિ વાદળોમાં છુપાયેલી છતાં તે છુપી રહેતીજ નથી. પછી અતિશયોક્તિ કરી વાંચકવર્ગ અને પ્રજાવર્ગને વિશ્વાશ બેસાડવાની જરૂર શી છે ? વિદ્વાનોએ આ અનુભવ સિદ્ધ ઠરાવ આજ પર્યંત જારી રાખેલો છે; જોકે સ્વતંત્ર રીતે અને વગર ખુશામતે દરેક સારાં પુસ્તકોના અનેક અભિપ્રાયો આવ્યા છતાં જેઓ પ્રજા સમક્ષ એક પણ અભિપ્રાય રજુ કરતા નથી, તોપણ વર્ત્તમાનપત્રદ્વારા વાંચીને તો નહિજ, પરન્તુ જાતે અવલોકન કરીને એવાં પુસ્તકોને ઉત્તેજન આપેછે, અને જે ઉત્તેજનથી લેખકો, પોતાના પ્રિય વાંચકો માટે રસજ્ઞપુસ્તકો પ્રકટ કરવાના પ્રયત્નમાં પડે છે. એજ આવા પુસ્તકોના ફેલાવાની જીવતી જામિનગીરી છે. મનુષ્યમાત્રને ધીરજ અને ખંતનો બદલો અવસ્ય મળે છે. મારા પ્રથમ લેખ " **રાજા શ્રિયાળ** " અને " **વસંત-માધવ** " નામના નાટય પ્રયોગ પછીના વાર્તિક લેખમાં જે સાફલ્યતા થઇ છે, એ પ્રથમ લેખની પ્રજા પસંદગીનું પરિણામ છે. એજ પ્રમાણે દરેક પૂસ્તકોમાં અને છેલ્લા " **મદન-વસંત** " ના લેખ માટે મને જે ઇનસાફ મળ્યો છે, એ મારા બીજા હવે પછીના લેખને વૃદ્ધિ કરનારૂં છે.

મારાં પુસ્તકોના અભિપ્રાયો આપનારાં મુંબઇનાં ગુજરાતી વર્ત્તમાન પત્રોમાં, **ગુજરાતી-જામે જમશેદ-કૈસરે હીંદ-રાસ્ત ગોફતાર-સત્યમિત્ર** અને એ સિવાય અંગ્રેજીમાં **બોમ્બે ગેઝેટ**-તથા **ટાઇમ્સ ઓફ ઇન્ડીયાએ** પણ નોંધ લીધી છે. તે ઉપરાંત **ભીમસેન-વ્યાપક-ક-**

રૂ સમાચાર ને બીજાં બાળક પત્રો ઘણાંજ છે. જોકે આ પ્રખ્યાત પત્રકારોએ પોતાના સ્વતંત્ર વિચારથી નોંધ લીધી છે, તે છતાં મને જણાવવાને અતી હર્ષ થાય છે કે કેટલાંક બહાર ગામમાં પ્રકટ થતાં, અને કેટલાંક મુંબઈમાં નીકળતાં માસિક ચોપાનીયાં જેવાં કે, **ફુરસદ–માસિક-મજાહ, જ્ઞાનવર્ધક, ગુલઅફસાન, બુદ્ધિપ્રકાશ, જ્ઞાનસાગર, વિદ્યાપ્રકાશ,** વગેરે માસિકોએ પણ જુદાં જુદાં પુસ્તકોના અભિપ્રાયો આપેલા છે. આ સિવાય વગર માગ્યે જે કેટલાક પત્રો આવ્યા છે, તે સર્વે પ્રકટ કરતાં એક આખું પુસ્તક ભરાય, પણ એ રીતે વિશ્વાસ બેસાડવા કરતાં લેખની ઉત્કૃષ્ટતા બતાવીને વાંચકવર્ગને સ્વતંત્ર રીતે વિશ્વાશ બેસાડવો, એજ સર્વોત્કૃષ્ટ ગણાય છે, વળી **"નવલગંગા–ભા.૧"તથા"ફેશનની ફીશિયારી" વિષે દેશી સાહિત્યના રેજીસ્ટ્રાર મી. જી. એમ, સાઠે; તથા મી. જોશીએ પણ ૧૮૯૪ અને ૧૮૯૫ ના મુંબઇ સરકાર જોગ કરેલા એન્યુઅલ રિપોર્ટમાં જે નોંધ કરીછે, તે આ સ્થળે દાખલ કરવાનું ઉત્તમ લાગેછે.**

NAVALGANGA- PART. 1.

ADOPTED From "Hoodman Blind" Play of London

Most of these works are an ordinary type, the following alone deserving Notice;-

NAVALGANGA—Part 1. by Kavi G.K.Delvadakar, is evidently an incomplete tale. NAVALGANGA was married, but not to the person on whom her affection had been fixed. She, however, being sensible and well-educated girl patiently submitted to her lot and for some years led a happy wedded life. But some mischief-monger, by sending an anonymous lettr to her husband. caused him to suspect her chastity and thenceforth the husband became jealous and treated NAVAL GANGA very cruelly, but she conscious of her own innocence, bore it all very meekly;

ANNUAL REPORT
on
*Native Publications of* 1894.

*Vanity of Fashion* is a picture of the Pársi boy and the Pársi girl of the present day. The author denounces the practice of demanding large dowries from a bride's father. A spendthrift son-in-law, after exacting a heavy dowry from his old-fashioned father-in-law' becomes a votary of fashion and indulges in all sorts of extravagance and speculation. He falls into serious scrapes and is brought to the verge of imprisonment His old father-in-law, who did not look kindly upon him and who had paid the heavy dowry most unwillingly, at last comes to his rescue, and the prodigal thereafter turns a new leaf and becomes a sadder and a wiser man.

ANNUAL REPORT
on
*Native Publications of* 1895.

પારસી ભાષાનું મારૂં પ્રથમ પુસ્તક છે, અને તે મારા ધંધાના અનુભવનું એક પરિણામ છે. આ પુસ્તકના રિપોર્ટની નોંધ લેતાં મેહેરબાન **"રાસ્તગોફ્તાર"ના અધિપતી સાહેબ** લખે છે કે—

" મી. દેલવાડાકરની **ફેશનની ફીશિયારી અથવા રીતની ભીખના વેપારી**" એ નામના પુસ્તકમાં, એક હિંદુ લેખક, પારસી શીશિયરીઓની તીખી ખબર લેય છે. પારસીઓમાં રીતની ભીખનો નવોજ ધર્મ ચાલે છે, તેની મી. દેલવાડાકર ઝાટકણી કાઢે છે. એ પુસ્તકની સરકારી રિપોર્ટરે જે ખાસ ખબર લીધી છે, તે મી. દેલવાડાકર જેવા લેખકને થોડી માન ભરેલી નથી." "**રાસ્તગોફ્તાર**"–તા. ૧૯ જુલાઇ ૧૮૯૬

આ ઉપરાંત કેળવણી ખાતાંના અધિકારીઓ તરફથી "બાળ શિક્ષણ ગરબાવળી "નો તથા બીજા રાજ્યોના કેળવણી ખાતાંઓનાં જુદી જુદી જાતના જે અભિપ્રાયો આવેલા છે, તે હમો પ્રકટ કરી શકતા નથી. પણ અમારાં પુસ્તકો માત્ર એકજ વખત વાંચવાની તસ્દી લહેવાથીજ, એ વિષે એકમાર્ગિય અભિપ્રાય બાંધવાને કારણ મળી આવશે.

**ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.**

## અનુક્રમણિકા.


| પ્રકરણ– | વિષય— | પૃષ્ટ. |
|---|---|---|
| ,, | પ્રેમ સંયોગ–( ગ્રંથોદ્દભવ પરનાળિકા ) ... ... ... | ૧ |
| ૧– | નંદી નદીના પૂર વેગમાં. ... ... ... ... ... | ૨૦ |
| ૨– | પોલીસ ચોકસી. ( દેશી રાજ્યનું અંધેર ) ... ... | ૨૮ |
| ૩– | શુક્લ કુટુમ્બપર શિહા પડદો. ... ... ... ... | ૩૫ |
| ૪– | કળિયુગનો જૂઠો જમાનો ... ... ... ... ... | ૪૪ |
| ૫– | દારૂણ દુઃખમાં અનાથસુંદરી. ... ... ... ... | ૫૦ |
| ૬– | ભાવલપુર ભોપાળાં ગેઝેટનો ભવાડો. ... ... ... | ૬૨ |
| ૭– | પ્રેમનું પઝરણ. ... ... ... ... ... ... | ૬૭ |
| ૮– | ગર્ભિત પ્રેમ. ... ... ... ... ... ... | ૭૪ |
| ૯– | પ્રારબ્ધની વિચિત્રતા. ... ... ... ... ... | ૮૧ |
| ૧૦– | " **સ્ત્રી કેળવણી** " પર કૃષ્ણાકુમારીનું સંભાષણ. ... | ૮૬ |
| ૧૧– | " નાગરીનાતના લગ્નખર્ચના કઢંગાપણાં" વિષે **ડાકટર રસિકનું લેકચર.** ... | ૧૦૩ |
| ૧૨– | પ્રેમમાં પડેલું યુવાન જોડું ... ... ... ... | ૧૦૮ |
| ૧૩– | નિઃસર્ગીય પ્રેમનું પ્રાગલ્ભ્ય ... ... ... ... | ૧૧૨ |
| ૧૪– | રસિકચંદ્રની પ્રેમજાળ ... ... ... ... | ૧૧૬ |
| ૧૫– | **રસિકચંદ્ર** અને **નવલગંગા** ( અંધારી રાત્રી, વેરાન વગડો ) ... ... ... ... ... ... | ૧૨૬ |
| ૧૬– | સાહસ કામનો પસ્તાવો. ... ... ... ... | ૧૩૬ |
| ૧૭– | ભૂલો પડેલો ભર્તાર–(મુંબઇની સોનેરી ટોળીનું અદ્દભૂત પરાક્રમ ) ... ... ... ... ... ... | ૧૪૪ |
| ૧૮– | ગંગાની શોધમાં દુઃખિ નવલ. ... ... ... ... | ૧૪૯ |
| ૧૯– | અંગ્રેજ બાળાઓનો ઉડતો પ્રેમ. ... ... ... ... | ૧૫૨ |
| ૨૦– | ગોકુળદાસ તેજપાળ હૉસ્પિટલમાં ભેદભરમનું ફૂટવું. ( નવલ–ગંગાનો મેળાપ ) | ૧૫૭ |
| ૨૧– | આત્મિક ડંખ અથવા પાપીનો પસ્તાવો. ... ... | ૧૬૫ |
| ૨૨– | "અસ્તોદય" **નવલગંગાનો વિજય** ... ... ... | ૧૬૯ |

# નવલગંગા.

### ભાગ બીજો

### (ગ્રંથોદ્‌ભવ પરનાળિકા*)

### "પ્રેમ પુષ્પાંજળી."

પ્રેમી ફુલ ખીલે છે, પમરે છે, વાંચુએ મનહર વેલે-પ્ર.
પ્રેમ બાગે જો'ની, નવરસ ફુલો ;
પ્રેમી ખીલાવે નિર્મળ જળ સીંચી-
ઉધરાવે પ્યારે-મનહર વેલે-પ્રેમી.
મધુર માળ કુસુમાવળી-ગ્રહી સરસ કર સાંય ;
પ્રમદા અર્પે પ્રેમીને, પુષ્પાંજળી સદાય.

## પ્રેમસંયોગ.

પ્રેમ નિર્દોષ ગણાય, વા દોષિત ; બાળ, યુવાન યા વૃદ્ધ હોય ; વિદ્વાન હોય, યા અજ્ઞાન હોય ગમે તે ભેદનો સ્વિકારી હોય ; પણ પ્રેમ-જીવન એજ સંસારની માનુષી પ્રકૃતીની પરનાળિકા! કવિ ભવભૂતિનું આ વિચારસ્થાન કેવું ?

---

*"પૂર્વ કથા પ્રસંગમાં, પ્રેમ પરનાળિકાના એક ગુહ્ય માર્ગદ્વારા ઝરતો રસ અટકાવી રસપોષકોને વિશેષ અનુભવી પુષ્ટિરસ આપવા "ગ્રંથોદ્‌ભવ પરનાળિકા" ને સ્થળ આપવામાં આવ્યું છે."

म्लानस्य जीवकुसुमस्य विकाशनानि-
सन्तर्पणानि सकलेन्द्रिय-मोहनानि ॥
एतानि तानि वचनानि सहोरुहास्याः
कर्णामृतानि मनसश्च रसायनानि ॥

" પ્રેમનાં ફક્ત એક આંસુનાં ટીપાંથી મહાસાગર તરંગિત થાય છે. એક માત્ર કટાક્ષથી સપ્તમ સ્વર્ગ પર્યન્ત ઝળકેછે, સામાન્ય સ્પર્શ માત્રથી વિજળીનો અગ્નિ પ્રજ્વળિત થાયછે." કેવો અદ્ભૂત પ્રેમ !

વિવેકની દોરીને સ્વતંત્ર મુકવાથી પવિત્રપ્રેમ જેટલે દરજ્જે ઉદ્દાત્ત બનેછે, તેજ પ્રમાણ, યોગના શિખર પરથી પરતંત્ર પ્રેમભાવને આકર્ષણ કરતો પ્રેમ, ઉચ્છૃંખલતાના પટપર પથારી કરતો જણાય છે. ડૉક્ટર રસિક કેવી હાલતમાં પડેલો છે? સંસાર સુખ તજવાના નિશ્ચયપર આવ્યા પછી પ્રેમજીવનને શાન્તિ આપવાનાં સાધનો શોધતો હતો, એ એક કેવો પ્રેમ! કવિ કાળિદાસ કહેછેકે-

शैशवेऽभ्यस्तविद्यानां यौवने विषयैषिणां ॥
वार्द्धिक्ये मुनिवृत्तिनां योगेनांते तनुत्यजाम् ॥ "रघुवंशम्"

પણ તે માત્ર મૃતશૈય્યામાંજ. ઇન્દ્રિયો તટસ્થ રહી શકી, વિચાર દીર્ઘ થયા, અભિલાષાના શુષ્ક મૂળમાં જળ રેડાયું, વિવેકતરંગ પ્રેમના અચળિત માર્ગપર દોડયા-સંસાર સુખમય દેખાયો, અને વૃત્તિઓ પ્રેમમય બની, ત્યારે પ્રેમી મૂળનું સંશોધન કરવાને રસિક પ્રબળિષ્ટ થયો.

માતા ઉદરના રક્ત અને માંસના દુર્ગંધ સ્થળમાં સ્ફુરતા વિચારો, જ્યારે પ્રસુત માતાના સ્તનપાન વખતે બાલ્યભાવે અવર્ણનીય માર્ગે બદલાય, તો મૃતશૈય્યામાંથી મુક્ત થઈ સુખશૈય્યામાં રહી રસિક, પ્રેમ સંયોગના મધુર તરંગપ્રતિ મિત્રભાવ કાં ન દર્શાવે? શું પ્રેમ દારિદ્રાવસ્થામાં રહેછે? ઉદ્યોગી પ્રેમ, આ જાતનો આળસુ નથી; પણ તે આળસુને ઉદ્યોગી બનાવે છે. રસિક જેવો સન્યાસી, સપ્રેમ પારિતોષિકો મેળવવા લાગ્યો, તો પછી કળિકાળનો મહિમા કેમ કાઠિણ્ય કહેવાય!

રત્નાવળીના શુદ્ધ પ્રેમને વખાણવો, કે માલતીના શુદ્ધ અંતઃકર્ણપર પ્રેમ છાપ મારનાર માધવને સ્મરવો! પ્રિયાભિમાની રામનો પ્રેમ દર્શાવવો, કે કાદમ્બરી અને મહાશ્વેતાની વિયોગ સ્થિતિ પર

દૃષ્ટિ કરવી! દમયંતીની પ્રેમલાલુતા પર પ્રસન્ન થવું કે રામના પતિ વિયોગ દુઃખને નિર્ખવું! શંકરની સમાધીમાંહે સમાયલા યોગરૂપ પ્રેમને સત્ય માનવો કે મૃચ્છકટિકમાંહેના સશુદ્ધ નાયિકાના પ્રેમની પ્રશંસા કરવી? મન કહેછે કે સંસારી પ્રેમને જો, ત્યારે આત્મા સુચવે છે કે યોગમય પ્રેમને તપાસ્ય. સંસારી પ્રેમમાં ગગા અને **નવલશંકરની** સ્થિતી જો, તો યોગમયપ્રેમથી રસિકચંદ્રની હાલત તપાસ્ય.

> So says Emrson—Love is our highest words and the synonym of God." "ESSAY ON LOVE."

> **अद्वैतं सुखदुःखयोरनगुणं सर्वास्ववस्थासु य-**
> **द्विश्रामो ह्दयस्य यत्र जरसा यस्मिन्नहार्यो रसः ।**
> **कालेनावरणात्ययात् परिणते यत्स्नेहसारे स्थितं**
> **भेदं तस्य सुमानुषस्य कथमप्येकं हि तत् प्राप्यते: ॥**
>
> **"भवभूति**

ગીતિ—પ્રેમ દબે પાતાળે, તોપણ નભ સ્નેહ ન્યાળતો આવે;
ગગન શશિ ઉન્નત પણ ભૂમિપરનું કુમુદ પ્રફુલાવે.—
**"અ-કલો અને અનાથ તારા."**

ગ્રીકદાર્શનિક પ્લેટાનો પ્રેમ, તે પ્રેમ; કે કૃષ્ણનો સંકલ્પિત પ્રેમ તે પ્રેમ; મહાદેવે, ગિરિબાળાના ઉરંગપર જોતાં જોતાં કંદર્પને બળ્યો તે પ્રેમ; કે પારિજાતકનાં રૂપણાં સમયે કૃસ્ન, રૂકમણિને પગે પડયા હતા એ પ્રેમ; આહા! પ્રેમ? તારી કેવી માયા!

પ્રેમેન્દ્રિયનો વેહેળો શુષ્ક ભૂમિને નિર્ખતો નથી. અદ્વૈત પ્રેમ કહેનાર પ્રેમી હોય નહિ. નિરાધાર પ્રેમ, તણાતો પ્રેમ, દઢિત આશ્રયની વાંચ્છના રાખતો નથી. તેમને જ્ઞાતિભેદ હોતો નથી. સુધરેલો સંસાર, ભેદિત પ્રેમને સ્વિકારે છે. પ્રેમને લજ્જા હોતી નથી. પ્રેમ જાતેજ છુપો છે. પ્રગટ છતાં છુપો છે. ચોરી કરનાર ચોર રાત્રિજ પ્રસન્ન કરી શકે છે, પણ પ્રેમાધિકારી તો ઝાહેર ચોર હોઇને દિવસેજ ચોરી કરી શકે છે. પ્રેમ, માત્ર રૂપનેજ તપાસતો નથી, પણ ગુણપરચે મોહિ પડે છે. માત્ર પુરૂષોજ સ્ત્રીઓની મોહિનીમાં લપટાયછે, એટલુંજ નથી પણ સ્ત્રીઓ પણ પુરૂષના, ગુણપર મોહાય છે.

સ્ત્રીઓની મોહિની, રૂપ; તો પુરૂષોની મોહિની ગુણ. એવાજ પ્રભાવે સંસારવિરક્ત ડૉક્ટર રસિકપર, ડૉરલી નામની રૂપવતી અંગ્રેજ કન્યા મોહી પડી.

તિરસ્કારી જનદૃષ્ટિને પણ પ્રેમ સ્વિકારી છે. ભિન્ન જ્ઞાતીને પ્રેમ એકત્ર કરી શકે છે. દેશીઓપર તિરસ્કારની નજરે જોનાર અંગ્રેજો, કોઇ વેળા દેશીઓને સ્વિકારે છે, ને તેવીજ રીતે ડૉરલીએ, રસિક ડૉક્ટરને પોતાનો નિર્દોષ પ્રેમ અર્પણ કર્યો છે. માત્ર હૃદયરત્ન પ્રેમનું પારિતોષ્ય મેળવવાનેજ રસિક ભાગ્યશાળી થયો છે.

રસિક, માંદગીના બિછાના પરથી બેઠો થયો, તે ગંગાના વિયોગ રોગ પછી ડૉરલીથીજ. રસિક, દેશી હોવા છતાં છુપો અંગ્રેજ બન્યો. તે પણ માત્ર ડૉરલીથીજ, મૃત્યુના ભયથી સંસાર ત્યાગી થયો છતાં, જ્ઞાતિના બંધનથી વૃથા સંસારી કહેવાયાની કહેણીમાં આવ્યા છતાં, મનનો સુખી અને સંસારનો પ્રેમી બન્યો તે માત્ર ડૉરલીથીજ.

ડૉરલીએ શામાટે સુખી બનાવ્યો ? ડૉરલી, કોણ હતી ! રસિકનો પ્રેમસંયોગ ડૉરલી સાથે કેમ જોડાયો ! રસિક છુપો અંગ્રેજ કાં થયો ! અંગ્રેજ બાળાની અનુપમ સૌંદર્યમય પ્રીતી કેવી હશે ?

નવોઢયા નમણી અને ખુબસુરત ડૉરલી, એક અંગ્રેજ વેપારીની કન્યા હતી. તેણીની વય લગભગ વીશ વરસની ગણાતી હતી. તેના ગોરા અને સફેદ રંગના ગુલાબી છાંટવાળા ગાલની સાથે સરખામણી કરી જોતાં તેણીના તપખીરીયા વાળ એટલા સુંવાળા, ચળકતા અને લાંબા હતા કે તેની કસેલી કમ્મરને વીંટળાઇ વળી ગંડસ્થળ સુધી ઝોકા ખાતા હતા. કપાળપર વાળનો મનોહર ગુચ્છો, કમાનદાર ભ્રમરને લજાવતો હતો. જ્યારે એ કમાનમાં મૃગનયનો તારાની માફક ઝળકતાં હતાં. તેના ગુલાબી હોઠ, અને સફેદ પણ ન્હાના દાંતમાં સમાયલું મધુર હાસ્ય, જાણે જોનારની દૃષ્ટિએ મૌક્તિક લટમાંથી છુટતા દાણાનો આભાસ આપતું હતું. ટુંકા હાથ, અને લટકતી પણ હંસની ચાલ, તેની લચકતી કમર સાથે એવી મળી જતી હતી કે સ્વાભાવિક રીતે તેણીને જોવાને યુવાનોને થોભવું પડતું હતું. તેણીની ગંડસ્થળની વલાણ, ગરદનને જાણે આકર્ષતી હોય, તેમ ચાલતી વખતે બન્ને અવયવ લહેકાતા હતા. તેની મધુરી વાણી, તરસ્યા જનોને પાણીની તરસ ટાળતી હતી. કામી ભ્રમરો તે વેલીપર

એટલા ભટકતા હતા કે ગુલપર રીઝી રહેલા અને પરિસ્વેદ ચાખતા બુલ-બુલની અદેખાઇ કરીને અંતે એ મોહિનીના પ્રેમપાસમાં સપડાઇ રિબાતા હતા. આ ડૉરલી, આપણા ભવિષ્યનાગર્ભસંસારી રસિકના પ્રેમમાં પડી હતી.

રસિક, ભાવલપુરના મહારાજાને ખરચે મુંબઇની મેડીકલ કૉલેજમાં અભ્યાસ કરતો હતો, તે સમયમાં દરબારનું વખતો વખત મુંબઇ આવવું થતું હતું. અને રસિકનું હમેશ મળવું થતું હતું. દરબારનો વિચાર રસિકને વિલાયત મોકલવાનો હતો, એ વાસ્તે તેને કોઈ સારા અંગ્રેજના સંબંધમાં લાવવાને દરબાર ઇન્તેજાર હતા. ને તે મુજબ પોતાના એક માનીતા મિત્ર મી. જ્હોન હેનરી જે એક મુંબઇની-અંગ્રેજ વેપારી પેઢીના મેનેજર તરીકે કામ કરતો હતો, તેની નજર તળે તેને સોંપવામાં આવ્યો હતો. રસિક, આ અંગ્રેજ ગૃ-હસ્થની લાગણી સંપાદન કરવામાં વિવેકનો કમતી ઉપયોગ કરે તેમ ન હતો, એટલે થોડાજ વખતમાં વિશાળ અંગ્રેજ કુટમ્બોમાં તેણે પોતાની સભ્યતા અને લાયકીની છાપ બેસાડી હતી.

આ વગને અંતે દરબારનું અકાળ મત્યુ થયું, મનોહરલાલ ગુજરી ગયા; ગંગા, બીજા શખ્સને વરી ગઇ; અને પોતે પણ નિરાધાર થવાથી એકદમ માંદગીને બિછાણે પડયો. નાગર જ્ઞાતિના મોટા ખરચો, અને કન્યાની અછત, તેમાં ગરીબ રસિક, સંસાર સુખ મેળવી શકે એ પોતાને કઠિણ લાગવાથી અંતે તરૂણપણામાં રસિકે મરણ માગ્યું હતું, અને તે ન મળે તો સન્યાસી થઇ જવાના પક્કા ઠરાવ પર આવ્યો હતો.

તરંગિત મનનાં વાદળો, પ્રેમતંતુના જોરથી અથડાઈ, હૃદયાગ્નિ રૂપ વિજળી પેદા કરેછે, પણ ઉન્હાળાનું આત્મિક પ્રેમરૂપીગુલાબી ફુલ, માત્ર પ્રેમ-બિંદુની મંદમંદ છાંટથી પ્રફુલિત થઇ મનોહર વાયુની લ્હેરકીથી વિયોગીને શાન્ત કરે છે. અને મધુર સુરંગી ગુલ મોહિની વશ બુલબુલને નચાવે છે; જેમ બુલબુલ, કાંટાવાળા ગુલના રંગપર ચડયું, તેમ રસિક, થોડાજ સમયમાં નુતન રંગપર ચડયો.

મી૦ જ્હોન હેનરીની સારવાર, કિમતી મદદ, અને સબળ ધૈર્યના બળે તે માંદગીમાંથી સાજો થયો. એટલુંજ નહિ, પણ ગંગાના પત્રમાં કૃસ્નાકુ-મારિ માટે વંચાયલી અભિલાષાના ઔષધે પણ સ્હૅજ આરામ થયો. ર-સિક, છુપી રીતે પોતાનાં દુ:ખદર્દો વિસારતો ગયો, તેવામાં કુદરતેજ તેને નવલસ્નેહમાં પ્રફુલ્લિત કરી દીધો.

મી૦ જ્હોનહેનરીની એક લાડકવાઇ અને રૂપવતી કુમારિકા ડૉરલી એકાએક આજારી પડી. મનોહર ડૉરલી, જે શખ્સના પ્યારમાં પડી હતી, એ શખ્સ બીજી સ્ત્રીને પરણી જવાથી તેણીની મગજ શકિતમાં ભ્રમ થવા લાગ્યો હતો. યુવાન કન્યાનો કામાગ્નિ તેના અવયવને પ્રજવળિત કરતો હતો, અને આ માંદગીથી તેનાં માબાપોને પોતાની એકની એક કન્યા માટે દુ:ખ થતું હતું. આ દુ:ખ ટાળવાનું કામ રસિકે, હસ્તગત કર્યું હતું. અને આખો વખત રસિક, ડૉરલી પાસે બેસી રહેતો હતો. રસિક, ડૉરલીની મુખમુદ્રા જોઇને તેના અંતરમાં મોહિનીના શોણિતનો શેરડો પાડતો હતો, પણ તે સાથે તેના દર્દને કંઇક ઓળખી શકયો હતો. ડૉરલીની સાથે થતી વાત ચિતો પરથી, તેની અંતરની લાગણી પરથી, પ્રેમાવેશમાં બોલાઇ જતા બોલો પરથી, રસિક સ્પષ્ટ ચેતી ગયો હતો, કે પ્રેમવિયોગનું ચાલુ પઝરણ ભડકો લઇ ઉઠેલું છે. આ બનાવ તદ્રૂપ આકારમાં જોવાને માટે રસિકે ડૉરલી સાથે નિર્દોષ વાત કરવાને એકાન્ત સમય શોધ્યો.

ડૉરલીની માંદગીને બીજેજ દિવસે સાંજે રસિક, તેણીના પલંગપાસે ખુરસી લાવી બેઠો. ડૉરલી, ડાકટરને જોઇ સાવધ થઇ છુટા પડેલા વાળ, પલંગપરથી વિખરાતા એકત્ર કર્યા. જેમાં રસિકે નિર્દોષપણે ભાગલીધો. ગૌરવદનપર આચ્છાદન થયેલાં વસ્ત્રને પુનઃ લપેટવામાં પણ કંઇક પ્રેમઉર્મીએ પ્રબોધ કરવાથી ઉપકાર બતલાવવાના પ્રયત્નમાં તે પડયો હતો, જ્યારે પોતાની તરફ ઉત્તમ લાગણી ધરાવનાર ડૉકટરને, કુશળ અને અંતઃકર્ણથી પ્રેમી પંક્તિમાં પ્રમાણિક અનુભવ્યો, એટલે ડૉરલી તેને મીઠી નજરે જોઇ બોલી.—

"ડાકટર! મારા દર્દનો અંત શું મૃત્યુજ હશે?"

"ના, બાનુ? તમારા દર્દનો અંત મોજ અને શોખજ છે."

ડૉકટરે ભવિષ્ય ભાખ્યું, પણ ડૉરલીએ ભૂતકાળ ગણ્યો. રસિકની ચંચળતા અને પ્રેક્ષકતાપર ડૉરલી અચરત થઇ."

"શું મારા દર્દની તમને ખબર પડી?"

"બાનુ? હું ડાકટર છું એમ જો આપ માનતાં હોય તો પછી હુ જાણીજ શકું; પણ તમે કેહશો કે તમારો આ દર્દ રહેસ્યથી કેમ ટળી શકે

કેમકે આ રોગ સુખ વ્યવહાર વિકારથી ઉત્પન થએલો નથી."

"પણ બીજાથી રોગ કેમ ઉત્પન થાય?" ડૉરલીએ વધુ પરિક્ષા કરવા પ્રશ્ન કર્યો."

"મનુષ્ય પ્રકૃતીમાં કુદરતી વાસનાનો અદ્દભૂત ગુણ રહેલો હોય છે. આપના રોગનાં બે કારણ સબળ છે. એકતો યુવાવસ્થાનું દુઃખ અને બીજુ તો પ્રેમનું—

"હા એજ મારી માંદગીનું કારણ. પણ ત્યારે હવે કહોની હું મરી જઇશ!"

"ના, હું બચાવીશ. કુદરત મને યારી આપશે. તમારૂં યૌવન-સુખ તમને મળશેજ." રસિકે શોધેલ રોગનો ગોળો તદ્રૂપ દેખાડયો.

"નહિ મળે. મારો પ્રિયતમ દુશ્મન થયો છે. હવે હું મારો રોગ કેમ શાન્ત કરૂં?" ડૉરલીનું હૃદય કમળ, ચંદ્રના પ્રતિબિંબથી વિકસ્યું.

"આ એક પત્ર છે, જેમાં એક રોગીને તમારા જેવો રોગ થયો હતો, તેને શાન્ત કરવાઓષધ લખેલું છે."

"તે શું વારૂં?" ડૉરલીએ અધિરાઇથી પુછ્યું, અરીણીને અરીણી મળ્યાં. દુઃખીને દુઃખી મળતાં બન્નેનું દુઃખ નિવાર્ણ થયું. અરસપરસને ધૈર્ય ધરવાને કારણ મળ્યું.

"તમોએ ગુજરાતી ભાષાનો સારો અભ્યાસ કર્યો છે, એટલે તમો વાંચી શકશો. આ મારી ભૂતકાળની થનાર ભવિષ્ય પત્નિનો છેલ્લો પત્ર?" રસિકે, ગંગાનો પત્ર, ડૅારલીના દુઃખને શાન્ત કરવા પોતાના ખીસામાંજ રાખ્યો હતો તે ડૅારલીને આપ્યો, કોમળ હાથથી ડૅારલીએ એ પત્ર લીધો. વાંચ્યો. રસિક, ડૉરલીના મનોહર મુખડાપર પત્રથી થતી અસર જોઇ જોઇને મોહાવા લાગ્યો. ડૉરલીએ પત્ર વાંચીને રસિકને આપ્યો. અને સ્મિત મુખડે બોલી. લગાર અટ્ટહાસ્યકરી ચૂકી હોય, તેમ બોલી.

> કાં મણી મુકી ચરે હંસ મોતી, પતંગ બળે દીપમાં કયમ પ્રેમે!
> તાપ સહે સવિતા તણો પંકજ, શીતળતા શશિ છોડી સનેમે;
> સૂખ ધરી અહિ સંકટ સેવશે કંડીએ મોરલી નાદજ તેરે
> ઊંદરથી ભય પામી રહે, પણ સિંહ સમી લડશે રતી પ્રેમે.

"શું પ્રેમમાં ભેદ હશે?"

"ના, બાનુ ? અંતઃકર્ણની નિર્દોષ લાગણીમાં ઉચ્ચ નીચ કે રંગ રાગના ભેદ હોતાજ નથી.

"તો પણ લોકાચાર તરફથી કંઇ તમને વાંધો આવે ખરો!"

"બહુ દીર્ઘ દૃષ્ટિ ફેંકી. અંગ્રેજોને દેશી સાથે વાત કરવાનો તિરસ્કાર છે"

"ડાક્ટર ? હું દેશીને વખાણું છું, કેમકે તે હમારા લોકો જેવા અવિશ્વાસુ અને દગલબાજ નથી. અલબત દરેક તેવા નથી, પણ મોટો ભાગ એવો હોવાથી મને હમારા લોકો તરફ ઘણો વિશ્વાસ આવતો નથી."

"તો પણ સમુદ્રમાંરહેનાર મગરો કંઇ નદીમાં રહી શકે ?"

"અને નદીનાં મચ્છો, સમુદ્રમાં જઇ શકે ?"

"જાય, તો મગરો ગળી જાય."

"ના, ના. ભૂલ ન કરશો. મગર, સ્નેહથી પીછાણે તો પછી કેમ ગળે? પણ ડાક્ટર! હવે તમે તો કોઇ દેશી સ્ત્રીની સાથેજ પરણશો કે ?"

"મારા પ્રારબ્ધમાં પરણવાનું છેજ નહિ, કેમકે હું નિરાધાર છું મારી ન્નાતીમાં કન્યાની અછત છે. વળી હું નિર્ધન છું."

"કોઇ મદદ કરે તો ?"

"તો પણ મારા વિચારને મળતી અને ખરી કેળવાયલી બાળા નહિ મળી શકે ?"

"તો કોઇ મડમને પરણશો ?" ડૉરલીએ હસીને કહ્યું.

"જો અંગ્રેજ થયો હતે તો!" રસિકે, સ્મિત મુખે કહ્યું.

"તમારા વિચાર ખરેખર પસંદ કરવા જોગ છે. તમારી ભવિષ્ય પત્નિ સુખી થશે"

"હાલતો તે બિચારી પણ દુઃખથી કયાંએ રવડતી હશે. અને હું પણ—

આ પ્રસંગ ચાલે છે, એટલામાં મીસીસ હેનરી આવી પહોંચ્યાં. અને વાત બંધ પડી.

"કેમ ડૉક્ટર! ડૉરલીની તબીયત કેમછે ?"

"સારી છે, બાનું ? હું ધારૂં છું કે જલદીથી આરામ થઇ જશે."

"ડાકટરની દવા મને માફક આવે છે. મને ડાકટર સાથે હવે તો ઠીક વાત કરવા ગમે છે" ડૉરલીએ નરમ અને બારિક સ્વરે માતાને કહ્યું.

"વારૂ, મારી વ્હાલી દીકરી ! ડાકટર સાથે ખુશીથી વાત કરી તારા દર્દને શાન્તિ આપ. આજના તારા ચેહરાપરથી તું જલદીથી માંદગીનું બિછાણું છોડશે એમ જણાય છે" મીસીસ હેનરીએ પલંગ પાસે બેસી કહ્યું. ડૉરલી મલકાઈ; રસિકનું હૃદય ચમક્યું.

"ખચીત એ આ ગૃહસ્થ ડાકટરની લાગણી ભરેલી સારવારનું પરિણામ છે."

"ડાકટરનો ઉપકાર આપણે ભૂલીશું નહિ" મીસી હેનરીએ હસીને વિવેકથી કહ્યું.

"મારી ફરજછે બાનું ? મારી તરફ તમારી હેતભરી દિલસોજી છે, તે કને હું કઇંજ બદલો વાળી શકતો નથી" રસિકે વિવેક કર્યો.

"આખો વખત તમે જે મહેનત કરોછો. એ લાયકીનો બદલો અવસ્ય મળશેજ" ડૉરલી વિકસતી વેલીસમ પરાગ પાથરીને બોલી.

"તમે સારાં થાઓ, એજ મને બદલો પુરતો છે. પણ બાનુ ? હવે હું રજા લહું છું. કાલે આવીશ"

"જશો ! જલદી આવજો. મને બે ઘડી આરામ રહેશે." ડૉરલીએ મર્મમાં કહ્યું. રસિકને જોઇ જરા મુખમાં હસી. નેત્ર મણીના ચળકાટે રસિકનું હૃદય જખમી થયું.

"મારી દીકરી તમને જોઇ ખુશી છે, તો મારી માગણી છે કે તમારે તેની પાસે બેસી તેને સુખ થાય તેવી દવા આપવી. કેમકે રોગીને વૈદ વ્હાલો હોયછે."

"ખુશીથી, બાનું ?" એટલું બોલી ડૉક્ટર રસિક અને ડૉરલી નેત્ર ચેષ્ટાના વિવેક ભર્યા પ્રેમથી છુટાં પડયાં, જે દેખાવ મીસીસ હેનરીએ વિવેકસમ જોયો, અને રાત્રિ જામવા લાગી.

રસિક, અને ડૉરલી વચ્ચે જે વિનોદ થયો હતો, તે વિષય પર બંન્ને જણે સ્વગત પુનરૂકિત કરવા માંડી. અરસપરસના હૃદય કમલમાં પ્રેમનો પરાગ પ્રસર્યો. રંભાસમ મધુર ડૉરલીની મીઠી મહોબત ચાખવાને રસિક ભાગ્યશાળી બન્યો. બન્ને એકજ દર્દનાં રોગી મળી જવાથી, અને એક બીજાનું ઓસડ માત્ર અન્યોન્યનો પ્રેમ હોવાથી, તેઓને કુદરતેજ પ્રેમસંયોગ કરી આપ્યો. રાત્રી એમજ ગઇ.

इन्दु कैरविणीव कोकपटलीवाम्भोजिनीवान्ववं ।
मेघं चातकमंडलीव मधुपश्रेणीव पुष्पाकरम् ॥
माकन्दं पिकसुंदरीव रमणी प्राणेश्वरं पोषितं ।
चेतोवृत्तिरियं सदाप्रियतमः त्वां द्रष्टुमुत्कण्ठते ॥

અરસ પરસ આ યુવાન જોડાંને પ્રેમનો એવો વિયોગ રોગ લાગુ થયો કે જેમ,

निष्कासयन्त्यनेके सागरसरिदम्बुपूरपरिपातितम् ।
हृदयहृदे विनिमग्नामिन्दुमुखीं मा बहिः कुरुताम् ॥

બીજે દિવસે રસિક, ગંગાની પ્રેમમય કવિતાઓ લઇ જવા ઉપરાંત, બહાદૂર કલાનું ગુજરાતી નોવેલ પણ સાથે રાખ્યું. બંગલામાં પેસતાંજ મી. હેનરી મળ્યા, અને હેનરી સાથે ઉભીને ડૉરલીની તબીયતના ખબર આપ્યા. બાદ ડૉરલી પાસે ડાકટર ગયો. ઘડીભરના સ્મરણમાં ઝળકી રહેલા ડાકટરને જોઇ, ડૉરલીએ પલંગપરથી ઉઠી સેકહેન્ડકરી, પ્રેમ ભાવથી પાસે બેસાડ્યો. મોતી કંઠમાં પડ્યું, એટલે પાણી ઉતર્યું.

“ તબીયતતો સારી છે કે બાનુ? દવા પીધી?” રસિકે બેસતાંજ પુછ્યું.

“ મને લાગે છે કે આપની સ્નેહભરી દવા મને જલદી આરોગ્ય કરશે.”

“ ઇશ્વર મને યશ આપે. તમને સુખ શાન્તિમાં ફરતાં જોઇ હું ખુશ થઇશ”

“ પણ ડૉકટર? એવી તમે શી દવા આપી કે તમે ગયા પછી મને નિદ્રાજ ન આવી?” ડાકટર હસ્યો, શરમાયો. સ્તબ્ધજ થઈ ગયો.

“ડૉક્ટર? મને મેડીકલ લાઇન પસંદ છે. અને એ અભ્યાસ હું તમારીજ દેખરેખ તળે ચલાવું તો?” ખુશીથી હું શીખવીશ.” બન્નેયે હવે પ્રેમનાં પગલાં ભરવા માંડયાં. ડૉરલી હવે બેઠીજ પ્રેમારોગ્યવત્ થઇને વાતો કરવા માંડી. પાછી આગલા દિવસની વાત તાજી કરી.

“ડૉકટર ? હું ઇચ્છું છું કે તમે એક મડમને પરણો.”

“ બાનુ? અંગ્રેજ બાળા દેશીને પસંદ ન કરે”

“ હું તમારો પ્રેમ માગું તો?”

રસિકના અંગમાં ક્ષણિક અનુકંપ પેદા થયો. ડૉરલીના મુખપર લાલાશ પથરાઇ, તપેલા ત્રાંબા સમ રસિકચંદ્રનું મુખ સ્નેહ પ્રાપ્તિનો પ્રયોગ

નિર્ખવા લાગ્યું. "ડૉક્ટર ? હું ધારૂં છું કે મારી આ છુપી માગણી મારા દર્દની દવા છે, એમ જો તમે ધારેછો, તો મને ઉત્તેજન આપશો."

"આપનાં માત પિતાની મર્યાદામાં હું એટલો દબાયેલો છું કે એ પ્રત્યુત્તર આપતાં મને....

"ફિકર નહિ, હું સમજી. પણ આ પુસ્તક શું ?" ડૉરલીએ સમય સંભાળી વાતને ફેરવી.

"એક ગુજરાતી સુંદર નોવેલછે. બે ભાગમાં સાથે જ છે. વખત ગાળ-વા ને શાન્તિ મેળવવાને હું લાવ્યોછું ખરો, પણ કદી વાંચતાં આંખને શ્રમણા તો ન થાય?" રસિકે વધુ રસમાં નાખવા પહેલાં સ્વાત્મિક અનુભવ દર્શાવ્યો. પુસ્તક ડૉરલીના હાથમાં આપ્યું.

"ના, મને આપો. હું વાંચીશ. રસુજ લાગશે, ચિત્ત ચોંટશે, તોજ આગળ ચાલીશ" ડૉરલીએ નોવેલ લેતાં કહ્યું.

"ત્યારે આજે હું જલદી રજા લહીશ. કેમકે તમારો વખત અને મારી ગેરહાજરી આ પુસ્તકથી સરી જશે. વળી મને બે ત્રણ કુટુંબોમાં જવું છે." ડૉરલીએ આગ્રહ ન કર્યો. મૂળમાં કંઇક કડવાશ પેઠી લાગી.

"ઠીક, પણ કાલે તો સવારમાંજ આવજો. હું કાલે તો નાહી ધોઇને હવે બિછાનું છોડીશ."

"હું ખુશી થઇશ. હવે તમારી તબીયત સારી જણાય છે."

"માત્ર તમારા પ્રેમ ભાવથીજ. જો તમો ગેરહાજર રહેશો તો વળી ફરીને હું આજારી પડીશ."

"ના' હું અવશ્ય આવીશ."

"તમારો ઉપકાર ભૂલીશ નહિ, પણ મારી દવા છુપી રાખજો, હું પણ તેમ રાખીશ" ડૉરલીએ સમસ્યા કરી.

"ચિન્તા ન કરો. ડૉક્ટર, વકીલ ને સેક્રેટરી એ ત્રણ મોટા પેટનાંજ હોવાં જોઇએ. કેમકે તે વિના ધંધામાં નિષ્ફળજ નીવડે."

"વેલ, માઈ ડીયર ડૉક્ટર? તમારી ઓશીગણ છું" ડૉરલીએ પલં-ગપરથી ઉતરી શેકહેન્ડ કરતાં કહ્યું.

"કંઇજ નહિ. બેસો. વધુ આગળ આવવા જેવી શક્તી થાય પછીજ વિવેક કરજો." રસિકે આગ્રહપૂર્વક ડૉરલીને દરવાજા પાસે આવતાં અટ-કાવી, અને બન્ને છુટાં પડયાં.

રસિક ગયો. ડૉરલી પલંગપર બહાદૂર કલાનું પૂસ્તક લઇ વાંચવા બેઠી. રસિકે શ્રવણ કરાવેલો પ્રેમનો આશિર્વાદ પ્રતિઘડી તેના કર્ણમાં ધ્વની કરવા લાગ્યો. રાત્રીએ હવે તે નિદ્રા કેમ આવે ? એક તરફ પુનઃ

રસિકચંદ્ર નવતારૂણીના પ્રેમમાં સપડાયો, અને ડૉરલી પણ ફસાણી.

સમયને ગાળવા ડૉરલીએ નોવેલ વાંચવું શરૂ કર્યું. પ્રથમ ભાગમાંજ રમુજ પડી, અને તારાની હકિકતપર આગળ ચાલી.

કલા તરફ તારાનો પ્રેમ, પ્રમાદની પ્રેમી ઝડપ; વગડે કલાનો મેલાપ, અને તેની હદ, તારાની સમજાવટ. રસબસ થયેલાં યુવાન જોડાં. માબાપનો જુલ્મ, કલાપર રચાયલું કાવતરૂં, તારાને અભયસિંહસાથે વરાવાની ગોઠવણ, દિલ્લિશાહના કરમાં સપડાવું. કલાની બહાદૂરી, તારાપર તહોમત, પ્રમાદનુ હરણ, અને સ્નેહની સીમાં-" આ વર્ણન વાંચતાં ડૉરલીનો ઉભરાઇ રહેલો રસ તેની મનોવૃત્તિઓને બહુજ દયામણો થઇ પડયો. રસિકે તેને વધુ જખમી બનાવી. પ્રારબ્ધ કને પુરૂષાર્થ શું !

उदयति यदि भानुः पश्चिमे दिग्विभागे ।
प्रचलति यदिमेरुः शीततां याति वन्हिः ॥
विकसति यदि पद्मं पर्वताग्रे शिलायां
नहि चलति नराणां भाविनी कर्मरेषा: ॥

યુવાનબાળાનો મન્મથ, રસિકના પ્રેમાળ સ્વભાવનો આશ્રયિત થઇ પડયો. જાદુગર રસિકની મોહિની ડૉરલીના સ્વપ્નમાં પણ રમણ કરવા લાગી. એક મદમત્ત નવોઢયા, નુતન પ્રેમનો ભોગ થઇ પડી. અંગ્રેજ બાળા દેશીના સ્નેહને વશ થઇ. પોતાના ગૌરવ તનનું અભિમાન, દેશીને શરણ થઇ પડયું. પોતાની યુવાવસ્થાનું મુખ, રસિક થઇ પડયો. આગલો પ્રિયતમ વિસ્મૃત થયો. રસિકનું દર્શન, સુલભ થઇ પડયું. પ્રભાતમાં વ્હેલી ન્હાઇ, અને રસિકને મળી. પણ સારી થયા પછી હવે કેમ પ્રેમી વાતો થાય? એ સંશોધન કર્યું, તેણીએ હવે મેડીકલ લાઇન જોવા માટે હોસ્પીટલમાં જવાની ઇચ્છા કરી. રસિક પણ આ સુંદરીના સૌંદર્યપર ઘેલો થયો. મીસ્તર અને મીસીસ હેનરીએ, રસિકનો ઉપકાર માની એક સુંદર હીરાની વીંટી અને અમુક નાણાની રકમ ભેટ કરી, અને હમેશનાં આભારી થયાં. ડૉરલી પણ રસિકના છુપા સ્નેહમાં પડી. જે સ્નેહ તેનાં માતપીતાને નિર્દોષ લાગ્યો. નિર્દોષ જાદુગર રસિકના આભારથી ડૉરલી સ્નેહી થવાથી વિના સંશયે બન્નેએ પ્રેમ વધાર્યો.

" પ્રેમકે પંથ નહિ પરનાં-પરે, મરનેસે નહિ ડરનાં;
લાજકા ઝાઝ ડુબા દેનાં-ઝહાંનમે બદનામી લેનાં; "

ડૉરલી અને રસિક વચ્ચે જે કુદરતી પ્રેમ જોડાયો, તેથી રસિક-નું હૃદય તેના અદ્દભૂત પ્રેમ પાશથી બંધાયું. ઈશ્વિરે અલભ્ય લાભ આપ્યો હોય, કોઈ ખજાનો મળી આવ્યો હોય, તેમ તે માનવા લાગ્યો. આ બન્નેના નિકટ પણ તાજા સંબંધમાં છુપી પ્રેમપત્રિકા ચાલી. ડૉક્ટર રસિકે પ્રેમદૃષ્ટિથી એક અંગ્રેજકવિની કવિતા મોકલી પોતાનું હૃદય ઝરણ બતાવી આપ્યું. ડૉરલીએ નીચે પ્રમાણે વાંચી જોયું. હર્ષિત થઈ વાંચ્યું.

The artist who this idol wrought,
To echo all harmonions Thought,
Felled a tree, while on the steep.
She wood's were in the winter sleep,
Rocked in that repose divine,
On the wind—swept apennine.
And dreaming some of autumn past,
And some of spring approaching fast.
And some of April beds and flowers,
And some of songs in July bowers.
And all of Love.

આ પ્રેમપુતળીરૂપ સતારની ઉપમા વાંચી ડૉરલી મોહિત થઇ. પ્રેમમાં પ્રેમ મળ્યો, આ કવિતાની અંદર સમાએલી ખુબી જોઈ. પછી ફરીથી તેણીએ પત્ર ન લખતાં જાતેજ પ્રેમદર્શન દાખવ્યું. રસિક, એક સુંદર લલનાનો આવો પ્રેમ જોઇ ઘેલો બને તેમાં નવાઇ શું? વાંચકજ જો આ બાળાના સગુણ સૌંદર્યને જોઈ પરોક્ષ કાવ્યદ્વારા ! આશ્ચર્ય પામે તો !

દીનપર દિન પ્રસંગ વધ્યો. ડૉરલી હવે હૉસપિટલમાં આવવા લાગી. સ્નેહને ઉત્તેજન મળ્યું. મન્મથે તેણીને અંધ બનાવી. સુખ, મોજ, એશ, આરામ, રસિકચંદ્ર, એ સર્વ હૉસ્પિટલની ગારડનજ કર્યાં. આ દૃઢ સંબંધનાં અલૌકિક સુખને પ્રાપ્ત થએલો રસિક, ડૉરલીનું અનુપમ સૌંદર્ય નિરખીનેજ દીન ગાળતો હતો. શૃંગાર રસમાં ડૂબેલી નવોઢયા તે પ્રેમને પ્રવર્ત્તાવવાને વધુને વધુ પ્રેમ ગાન કરતી હતી.

પ્રેમ પોષિણી ડૉરલી, અંગ્રેજી કેળવણીથી મળેલા અનુભવનો ઉપયોગ, અન્યોન્ય સુખનો તદ્રૂપ ચિત્તાર ચિતરવામાં કરતી હતી. રસિકને પોતાની

મન ભાવના સિદ્ધ કરી, સૌંદર્યકીર્ણથી પ્રેમી ગુલામ બનાવી દીધો હતો. સાધારણ વાતચિત પરથી અસાધારણ પ્રેમ પ્રસંગને ઉમેર્યા, હૃદયમાં વિવેક રાખવા પછી અંતઃકર્ણની પ્રેમી ઉર્મિયોને ઉશ્કેરી. ભયમાં વિનોદ ચલાવવા પછી સ્વતંત્ર મશ્કરી કરવાને સબળ થયાં, સેકહેન્ડનો અંગ્રેજી સભ્યતા ભરેલો વ્યવહાર ઉલંઘીને હસ્તચુંબન કરવા લાગ્યાં ! મુખ ચુંબન કરતાં બન્ને હજુ ભાગ્યશાળી થયાં નહિ, પણ ચા, બિસ્કોટનો નાસ્તો કરવાને તો બન્ને છુટથી એકત્ર થયાં.

મી. અને મીસીસ હેનરીએ પોતાની કન્યાને જેવી રીતે લાડકવાઇ કરી હતી, તેવીજ રીતે તેણીએ પણ લાડનો ઉપયોગ કર્યો હતો. જો કે તેઓને વિશેષ પડતું લાગ્યું ન હતુ. કેમકે જયાં સુધી રસિક, અને ડૅારલી ભયથી રસવિનોદ ચાખતાં હતાં, ત્યાં સુધી કુદરતે, પણ અન્યની નજર તળે નિર્મળજ દેખાડયાં હતાં. પણ તે છતાં બન્ને લાંબો વખત એકાન્તમાં રહેતાં હતાં, ને ભવિષ્યમાં રસિક, ડૅારલીનો ભવિષ્યનો ભર્તાર થાય એમ ડારલીનું માનવુ હતું. પણ કુદરતની કલ્પનામાં વૃથા હતું.

આ સ્નેહ જામ્યા પછી રસિકને એક પત્ર મળ્યો, જેમાં ગંગાની નાની બ્હેન, કૃસ્નાકુમારિએ રાજનગર ફીમેલ ટ્રેનિંગ કોલેજમાં કરેલાં ભાષણનો સાર હતો. અને તે ઉપરાંત, એ કુમારિકા રસિકને વરવા ખુશી છે એમ છુપું, તથા તેના ભાઇ પોપટલાલની પણ ઇચ્છા છે એવું જાહેર લખવામાં આવેલું હોવાથી એ બ્હાને કૃસ્નાકુમારિને નિર્દોષ ધન્યવાદ આપવા માટે પોપટપર પત્ર લખવા માંડયો. આ દિવસ ડૅારલી અને રસિકને આનંદનો હતો; કેમકે બન્ને જણાંએ લાંબાં વખતને અંતે પોતાનો છુપો ફોટો પડાવાની ઇચ્છા ધરી હતી, અને તે પ્રસંગને માત્ર એકજ કલાક બાકી હતો. રસિક, પોપટપરનો પત્ર લખીને હવે કૃસ્નાપર પત્ર લખતો હતો. એવામાં ડૅારલી, પોતાના પુર બ્હારમાં, પોતાના નવા પ્રિયતમ રસિકની કને આવતી હતી, પણ મશ્કરી કરવા, ચેષ્ટા જોવા છુપી ઉભીને રસિકનો પત્ર વાંચવા મંડી હતી. આ પત્રની હકિકત પ્રેમદૃષ્ટિએ પોતાપર લાગુ પડેલી જોઇ તેનાથી કુદરતી રીતે હસી જવાયું, અને રસિક ચમકયો. ડૅારલીને જોઇ, પ્રેમથી સેકહેન્ડ કરી પાસેની ખુરશીપર સહર્ષ બેસાડી. પત્ર બંધ કર્યો.

“ પત્ર લખતાં પહેલાં મોઢે વર્ણવવાને તમે દેશીઓને શરમ હશે ?” ડૅારલી જાણે રસિકે, પોતાની પરજ પત્ર લખ્યો છે, એમ ધારી વ્યંગ ભાષામાં બોલી.

" મોઢે કહી શકવાને સમય જોઇએ " રસિકે, કૃસ્ના તરફ દૃષ્ટિ ફેંકીને જવાબ આપ્યો, ડૉરલી ઉલટું સમજી.

" તમે દેશી અને હમે યુરોપિયન, તેથીજ વિશ્વાસ ન આવે."

રસિક, ડૉરલીના વિચારને મળતો થયો. પત્ર છુપાવવાની ઓચિંતી તક મળી, તે તેણે ચુકી નહિ.

"વાહ! વાહ! કોઇ બીજી સ્ત્રિના ફંદમાં પડયા હશો."

" એ તમારા અંગ્રેજોને સોંપ્યુ" રસિકે, હસતે મુખડે તેણીના પ્રિયતમ પતિ વિષે ઇસારો કર્યો" "પણ હવે તમે તો શુદ્ધ છો કે ની? ચાલો, હવે લગાર બાગમાં ફરિયેં. ઉઠો, તમારો અંગ્રેજી પોશાક પેહેરી લહો. મને જલદી બોલાવી, પણ પોતે તો પત્ર લખવા બેઠા. શું તમે એમ ધારતા હતા કે હું આવવાની નથી, તેથી પત્ર લખવાં માંડયો?"

" કંઇક એમ હતું ખરૂં; પણ ખેર, ચાલો, હું કપડાં પેહેરી લઉ" રસિકે વાત ઉડાવી, ને પાસે પડેલો કોટ પેહરી લીધો. "પણ ફોટોગ્રાફ પડાવવાનો છે. એક સુંદર સીન અને એકટીંગ સાથે, જાણે નાટકતખ્તા પર હોઇએની? તેમ દેખાવ કરવા શુશોભિત શુદ્ધ અંગ્રેજી પોશાકમાં પધારજો. નાગરછો, એટલે ગોરાપણું તો અંગ્રેજને મળતુંછે. રાજ્ય કાજમાં મુખ્યછો, એટલે અંગ્રેજના જેવી બુધ્ધિ પણ ચિત્રમાં દૃષ્ય થશે. ચાલો, સમય વીતિ જશે."

"વારૂ, વારૂ. મસ્કરી કરો. પણ કહો. હવે હું અંગ્રેજ લાગુંછું કે?"

"ગોરા છો તેથી, નહિ તો તમારા કેટલાક દેશીઓ જેમ હમારી ચાલ ચાલવા જતાં ફિરંગી ગોટલા જેવા લાગે છે તેવાજ તમે લાગતે. વારૂ, ચાલો ગારડનમાં."

"Well my dear, Well Came" રસિક, અંગ્રેજીમાં રોબ બતલાવતો, ડૉરલીનો હાથ પકડી હૉસ્પિટલની પછવાડેના બાગમાં ગયો. રંભાની પ્રીતિજાળનો ભોગી વિશ્વામિત્ર ફસ્યો.

"ફોટોગ્રાફરને માર્ગ બતાવ્યો છે કે?" ડૉરલી બોલી.

"Yeas my dear" પણ આપણો ફોટો બીજાં કોઈ જોશે તો?

"તો શું નવાઇ જેવું ? દેશી સાથે અંગ્રેજ લેડી એજ કેની? દેશી તે દેશી. તમે તે કયારે લીબરટી મેળવશો ? તમે મારા વૈદ્ય

ને હું તમારી રોગી તેમાં ભય શું? આપણો પ્રેમ આપણે જાણિયે, જાણીને પણ આપણે શું એવું નીચ કામ કીધું છે જે પીડા."

"વારૂ; પણ ડીયર ડૅારલી? તું જેવી કસરતમાં કુશળછે, તેવી ગાવામાં પણ કુશળ છે. આજતો કંઇક ગા." રસિક બાગમાં ફરતાં ફરતાં બોલ્યો. મધુર ડૅારલી પ્રેમવશ હતી, એટલે કબૂલે તેમાં આશ્ચર્ય શું!

"હા. મારા વૈદ્યને રાજી કાં નહિ કરૂં? પણ મારી બ્હેન કોયલ પાસે જઇને ગાઇશ" એટલું બોલી એકદમ તેણી બાગ માંહેના ન્હાના ઝાડની ડાળીપર ચડી, મધુર મુખડાપર શોભતો વાળનો ગુચ્છો, ને છટાદાર અંબોડો ખુલ્લો કરી પવનની લ્હેરકીથી પમરતો પરાગ રસિકના મુખપર જાય, તેવી રીતે ટોપી એક તરફ પકડીને બેઠી.

"શાબાસ–શાબાસ–વાહ!" રસિકે ઉત્તેજન આપ્યું. ને પોતે કુદરતે બીછાવેલા ઘાસના ગાલીચાપર ડૅારલી પ્રતિ અંગ રાખી, સન્મુખ પણ પડખે ટોપી લઇ પડયો "પણ તમે કંઇક મધુર ગાઓ? મને દેશી ગાયનોપર બહુજ શોખ છે."

"સ્ત્રીઓના કંઠની માધુર્યતા મારા મુખમાંતો નજ હોય, તોપણ તારી ઇચ્છા છે, તો સાંભળ; પણ પછી તારે ગાવું પડશે."

"તમારી ભૂતકાળની પ્રેમી સ્ત્રીની કવિતા તમે ગાઓ, પછી મેં એક સખીપર રચી મોકલેલી કવિતા મારીપાસે છે તે હું ગાઇશ."

"વારૂ, સાંભળ" રસિકે, ગંગાનું પ્રેરેલું એક ગીત ગાવા માંડયું.

ગઝલ

કેવો ખીલેલો બાગ આ ભરપૂર સોહાયે,<br>
લોભાવે હારો ઝાડની જીવ જોવા મોહાયે–ટેક<br>
ખીલેલી ઘેલી જો વેલી, યૌવને લચી;<br>
આંબાને ઘેરી શો લીધો પ્રેમે શો ઝોકાયે–કેવો<br>
જોની પેલું ફુલ ગુલાબી ખીલ્યું કંટકે;<br>
બુલબુલને લાગે કદી ના, પ્રેમી મન ભાવે–કેવો.<br>
ભાન ભૂલીને ભ્રમર શો ભટકે પંકજે;<br>
બીડાઇ જાતાં તો મરે, પ્રીતી ન લ્હેવાયે––કેવો.<br>
પ્રીત કરવી સ્હેલ છે, નિભાવવી મુશ્કેલ;<br>
સંસ્કારીને સૌ સાંપડે; બાકી દુઃખી થાયે––કેવો.

આ મનોહર કવિતા સાંભળીને ડૅારલીનું હૃદયકમળ પ્રફુલ્લિત થયું;

પોતાની કનેથી અંગ્રેજી કવિતાનું પાનું રસિક તરફ ફેંક્યું. માત્ર સાંપ્રત પ્રેમને વધુ ખીલવવાજ અન્યોક્તિ કરી, અને રસિકનું હૃદય પોતાની સાથે એકત્ર કરવા આ સંગીતકાર્ય આરંભ્યું. ડૉરલીનો મનોહર અને નિ:સર્ગીય મનોવેગ જ્યારે ચાર ઘોડાની સ્વારી કરી રસિકને મ્હાત કરવા તૈયાર થયો, ત્યારે વિયોગી, યુવાન, પ્રેમનો ભોગી, રસિક મ્હાત થયો. નીચેની અંગ્રેજી કવિતાથી તેના પ્રેમનો વેહેળો સન્યાસમાર્ગ પરથી આજના સુધારાપર વહેવા લાગ્યો. આખરે એક દેશી પુરૂપ અને બીજી અંગ્રેજ કન્યા માત્ર પ્રેમ વહાણ પર સફર કરવાને ચાલ્યાં. કોઇએ ન અટકાવ્યાં. ડૉરલીએ ! ગુલાબી પ્રેમનુ ગાયન શરૂ કર્યું.

SUMMER lights the sapphire sky,<br>
  Winds are softly blowing;<br>
Brightest blossoms far and nigh<br>
In my shining garden lie,<br>
  All around me glowing;<br>
Yet, my rose, for *thee* I sigh—<br>
  Winds are softly blowing.<br>
Robed in silver, sweet and fair,<br>
  Sway the lilies, breathing<br>
Tender whispers on the air;<br>
Crowns of gold the pansies wear,<br>
  Velvet grasses wreathing;<br>
Rosalys. I wait thee there—<br>
  Mid the lilies breathing.<br>
Come thou to the jasmine bower,<br>
  Where the dews are gleaming,<br>
(Loth to die in radiant hour,<br>
Clinging like the pearly dower<br>
  On bride-bosom beaming:;<br>
Thou of all the world the flower;<br>
  Come wheredews are gleaming.<br>
'Mid carnations' burning hue<br>
  Come, my summer bringing<br>
List—from yonder cloudless blue,<br>
Echoed in my heart so true,<br>
  Notes of love are ringing

Come the scented hedges through—
Come, my summer bringing.
In my garden shalt thou stray
Twined with fadeless posies—
Flow'rets dark as ruby ray,
Blushing like the dawn of day,
Pale as when it closes—
Come, and here for ever stay
Queen of all the roses

ડૉરલીનું ગાયન પુરૂં થયું. પણ પત્રમાં લખાયલી કવિતામાંથી નિવૃત થઇને રસિકે ઊંચી દૃષ્ટિ કરી નહિ; જાણે રસિકને શું સ્મરણ થયું કે તે પત્રિકા તરફજ જોઇ રહ્યો. રસિકે, ડૉરલી તરફ કંઇ પણ રસિકતા ન દેખાડી. ડૉરલી હૃદયથી ખિન્ન થઇને ઘડીભર રસિક તરફ જોઇ રહી. રસિકે કરમાયેલે ચહેરે કહ્યું, "**ડીયર ડૉરલી! તારી કવિત્વ શક્તિ કને નવલગંગા કમ ન હતી.***"

આ વાક્ય એક નવલ નવતારૂણીના કર્ણમાં પડયું. આશ્ચર્યવતી યુવતીને અકસ્માત થયો. મગજ જખમી થઇ ગયો. વિચાર વમળમાં પડી. પોતાના આગલા ભવિષ્યમાં થનાર પુરૂષને અંગ્રેજ બાળાના પ્રેમમાં પડેલો જોઇ આશ્ચર્ય થતી હોટે આંગળી અડકાડી ઉભી. રસિકને ગંગાનું સ્મરણ થયું. ડૉરલીને અપમાન થયું. ડૉરલી વિચારમાં લીન થઇ. એક પળમાં ત્રણ માનવોનાં હૃદય કમળ સંકોચિત થયાં. જરા વારે રસિક બોલ્યો.

"ડૉરલી! મારી તબિયત બરાબર નથી, માટે મને અંદર જવાની રજા આપ. પેલી કોઇ નવી સ્ત્રીને હું મળ્યો નથી, એટલે મને ત્યાં પણ જવું છે" રસિક ઊભો થયો.

"વારૂ, ચાલો મને પણ આજે ગમતું નથી" ડૉરલી નીચે ઉતરી પડી.

"અફસોસ! રસિક! તારી હજુ એજ દશા છે? ફિકર નહિ, ઇશ્વર સારૂં કરશે" એટલું બોલી ગંગા પાછળના દરવાજા તરફ ચાલી ગઇ. રસિક, શોકાતૂર ચહેરે અગાઉ ચાલવા લાગ્યો. ડૉરલી નિરાશ થઇને પાછળ પાછળ ચાલી ગઇ. રસિકનું ગભરાયેલું હૃદય, ડૉરલીને સંતાપકારક થઇ પડયું.

રાસકની ઉદાસી, ડૉરલીની નિરાશી, ને ગંગાની અવિનાશી આશાનો

* જુવો—( ચિત્રદર્શન—મુખપૃષ્ટ. )

પશ્ચાતાપ કેમ પ્રગટ થયો હશે? ગંગા, રસિકપાસે અજાણ કેમ આવીને રહી હશે? આ સર્વ વૃતાંત જાણવા હવે આપણને મૂળ વતન દેવળપુરમાં આવવું પડશે. કેવી વિયોગિનીની દશા! હાય! કમલિની ગંગા? તું વિયોગ દુ:ખથી કેવી કરમાઈ ગઇ!

कमले निधाय कमलं कलयन्ती कमलवासिनं कमले ।
कमलयुगादुद्रुतं कमलं कमलेन वारयति ॥

તે છતાં શું તારા હૃદયમાંથી પ્રેમનું ઝરણુ નીકસી ગયું છે!

The fountains mingle with the river, and the rivers with the ocean the winds of heaven mise for ever with a sweet emotion.

શુકલ કુટુંબપર આવેલી આફત, નિર્દોષ ગંગાની લૂટાતી લજ્જા, નવલશંકરની અવિચારી ભ્રમણા, કિશોરની નીચ ધારણા, અને લાલુડાં બાળકોની માતા વિનાની દશાનું પરિણામ શું આવ્યું હશે? ડૉરલીનો પ્રેમ, કૃશ્નાનો સંબંધ, અને ગંગાનું રસિકને ત્યાં આવાગમન કેમ થયું હશે? આ સર્વ પ્રસંગ વાંચકને બહુજ કિલષ્ટ થઇ પડશે, કેમકે તત્વ મેળવવાને કંઇક આગળ વાંચવા તત્પર થવું પડશે.

આહા! કુદરતની કેવી રચના! કયાં ડૉરલી! અને કયાં ગંગા!

વાંચક? ચાલ, નંદીનદિના પુર વેગ તરફ દૃષ્ટિ ચલાવ, કે જ્યાંથી કુંઇક પત્તો મળી શકે...

અતુલિત આ અદભૂત ભૂમી પટ, પર બનતી અગણિત લટપટ ગત,
નિરખી અચરત લાગે કયમ સત્. કુદરતની લીલાની છે છત.

# પ્રકરણ ૧ પેહેલું.

## નંદી નંદીના પૂર વેગમાં

The whiel of life is ever on the round,
Whiel one side's up, other on the ground.
"PLUTARCH."

ગમે તે હો, પરંતુ કર્મબીજનાં યથેછિત ફળને પ્રાપ્ત થવું, એજ મનુષ્ય જન્મનું રહસ્ય છે.

यत्कर्म बीजमुतं येनपुरा निश्चितं स तत्भूंक्ते ।
पूर्व कृतस्य' हि शक्यो विधिनापि न कर्तुमन्यथा भावः ।*

વાયુના પૂર્ણ વેગમાં સપડાયેલો જળરથ, ઉત્તમ યંત્રકારના સ્વાધીનમાં છતાં અસ્તકાળના વાવાં ઝરડાંમાંથી નિર્વિઘ્ન બચી જાય, તો પછી કુદરતની અનુપમ સૌંદર્ય શક્તિ અલબત એક સમયે સત્તાહીણ થાય ખરી.

કોણ માનવી એવો હોય છે કે ઉદયનાં શિખપરથી ઉતર્યા પછી અસ્તનાં ભૂમિતળને શરણ થતો નથી? સંતોષી—ધૈર્યવાન, હિમ્મતવાન કે વિદ્વાન—અથવા તો જે ગગન ભૂમિની રસાળ સપાટીપર ઉભરાઈ જતાં આકૃતરૂપ વાદળોનો ફેરફાર જોઇને મગ્ન થયો હોય તે, કે અલૌકિક દુનિયાઇ અનુભવ પારાંગત હોય તે. નથી બીજાની શક્તિ કે, સંસારોદય રૂપ ભક્તિનાં અમૃત ફળ ચાખીને વિભક્ત થયાં પછી ત્વરિત અસ્તકાળનાં ચક્રોનું છેદન કરી શકે. જો એમ નહોત, તો મહાન્ સંસ્કૃત કવિ **માઘ** એમ ન કહેત કે—

उपसन्ध्यमास्त तनु सानुमतः
शिखरेपु तत्क्षणमशीति रुचः ।
करजालमस्तसमयेपि सता-
मुचितं खलू च्चत्तरमेत्य पदम् ॥

દ્રષ્ટાન્તમાં જણાવેલાં વિઘ્ન સંતોષિ નહિ, પણ આત્મ સંતોષિજ માત્ર અસ્ત ચક્રને છેદી શકેછે. કેમકે સુખ, દુઃખ, આફત કાળને તે

સામાન્ય સુખ સમજે છે. મહદ્ માને છે. સંસાર શાળાને અનુભવી શિ-
ક્ષણ ગણે છે. મહાન્ માણસ તેને સંતોષ સુરતરૂની છાયા સમજેછે.

उदये सविता रक्तो रक्तश्चाऽस्तमने तथा ।
संपत्तो च विपत्तौ च महतामेक रुपता ॥

સમુદ્રની અંદર ભરતી ઓટ થયાજ કરે છે, તો પણ તે સદા
મહાનજ છે. આમ્રવૃક્ષપર અવનવાં પલ્લવો, ફળો, પક્ષિઓ આવજાવ
કર્યાજ કરે છે, તો પણ તે મહદ્જ છે. જેને વિકાર, વિકાર કરી
શકતો નથી, તેને અવિકારનો સ્વિકાર કરવો પડતોજ નથી.

અસત કાળમાં ચળિત માત્ર કાયર બાયલો અને મૂર્ખ હોય
છે. જેણે પારકે દ્રવ્યે સુખ સંભાળ્યું હોય; જેણે પરાશ્રયે સત્તા ભોગવી
હોય, જેણે વિપત્તિ કર્ણદોષ માની હોય; જેણે સંપત્તિ, સદાકાળ સેવી હોય,
જેણે મહત્તા નયને ન્યાળી ન હોય, અને જે સહનશીલતાને શરણાગત ન
હોય તેજ ચળિત છે.

આહા! રાજા હરિશ્ચંદ્ર? તું મહાન્ છે. નૈષધપતી? તું મહાનર
છે. શ્રિયાળ? સુધન્વા? કર્ણ? બળિ? તમો શ્રેષ્ઠ છો. કેમકે તમે અસહ્ય
આપત્તિકાળના, અસતચક્રથી અનેક વાર છેદાયા ભેદાયા છતાં સદા તટસ્થ
રહેલા છો. ધન્ય છે, તમારી ધીરજ, ટેક અને ભક્તિને. ધન્ય છે ત-
મારી મહત્તાને. ધન્ય છે તમારી કીર્તિને. ધન્ય-ધન્ય-ધન્યછે તમારી
સંવૃત્તિને-પણ આપણો વાર્તાનો નાયક નવલ કયારે એવો થશે? ગંગા,
માટે તો એવો વિચાર બાંધવો વૃથાજ છે. કેમકે તે તો પ્રાચિન ભામિની
સમ સતી સૌંદર્યેજ સ્વરૂપા થઇછે.

જો ઇશ્વરે જ્યારે દરેક માણસને સુખી થવા માટેજ જન્મ આપ્યો
છે, તો પછી દુઃખિ થનાર પોતાની અજ્ઞાનતાનોજ ભોગ થયેલ સમજવો.
એટલું એ ખરૂં છે કે જો કોઇ માણસ દુઃખી હોય તો તેમાં તેની
પોતાનીજ ભૂલ. મી. ઇપીકટીટસ કહે છે. If a man is unhappy,
this must be his own fault, for God made all men
to be happy

*ગીતિ—પૂર્વે કૃત બીજ વાવ્યાં, અવસ્ય ભોકતા થશે સુફળ જન્મ્યે;
નવ ઇશ ટાળી શકશે, સરૂપાન્તરમાં ખલુ પુનર્જન્મે--"કર્તા."

આહા! ધન્ય છે પવિત્ર સુંદરીઓને કે અબળા નામ ધરાવીને પણ અસ્તકાળમાં તટસ્થ રહી. સીતા? તારામતી? દમયંતી? સાવિત્રી? તમે કેવાં મહાન? તમારી કેવી દૃઢતા? ખચીત તમ સરખી મહાન શકિત વડેજ આ ભૂમિનું આર્ય સૌંદર્ય દેદીપ્યમાન થયું છે. તમારાજ પગલે ચાલનારી આર્ય સ્ત્રી સુખીછે. દુઃખી છતાં સુખી છે. નવલગંગા, તમારાજ દૃષ્ટાંતથી દુઃખી છતાં સુખીછે. હા. તે વિપત્તીનાં ઘેરાયલાં વાદળથી તિમ્મર સમાન સૂર્યાસ્ત જેવી જણાયછે ખરી, આહા! જંગલમાં નિરાધાર ભટકેછે, તો પણ તે પવિત્ર સુંદરી મહાનજ છે. પણ તેનો પતિ નથી તેની સમાન—હેરાન છે. નાદાન છે. ભલે! જેની જેવી શકિત, જેની, જેવી ભકિત તેની તેવી ગતી—જોઇએ કે હવે ગંગા કયાં છે?–ગંગા તો દુઃખને સુખ માને છે, પણ નવલ સુખને દુઃખ માને છે. તે કયાં છે એ તો જોઇએ? ચાલ–એક પ્રવાસી નંદી નદિના કિનારાપર બેઠો છે, તેની તો ભેટ લહિયે!—

શરદ ઋતુના પ્રભાવે, નદીનું પાણી ડોળું–પીળું હતું. વર્ષાદના જોરથી નદી કૃત્રિમ બની હતી. એક મનોહર વન હતું. જેની પાસે નદિનો સુંદર તટ હતો, જ્યાંથી પ્રવાસીઓ થાક ગાળીને પળતાં હતાં. બે મોહોટા ટેકરાની વચ્ચે નદી બહુ ઊંડાણમા વહેતી હતી, તો પણ વર્ષાદના જોરથી તે મગરૂર બનીને ઉંચા કદમાં વહેતી હતી. સર્પાકારે જાણે ડરાવતી હોય, તેમ ભયંકર લાગતી હતી. આ ભાસ, માત્ર સર્વત્ર રીતે આ પ્રવાસીનું અનુકરણ કરતું હતું, તો પછી તેની સ્થિતી રચના તેવી કાં ન હોય! વહેળાના તટપર માર્ગ ઘસાઇને ચીલો પડયો હતો. એ ચીલો કિનારાપરની સામસામી આંબાવાડીની વચ્ચે થઇ પસાર થતો હતો. આપણો પ્રવાસી ચાલતો હતો. તો પણ ચીલાને સંભાળી ચાલતો હતો, કેમકે વર્ષાદનું જોર એટલું હતું કે જળમય પૃથ્વીથી ચીલો ઢંકાઇને એકત્ર થઈ ગયો હતો. સમય રાત્રીનો હતો. દિવસ સપ્તમીનો હતો, પક્ષ શુકલ હતો, તોપણ વાંદળાંઓએ ચંદ્રને દાબી દીધો હતો. વર્ષા, પોતાનો પ્રતાપ પ્રસારી, ધીમે ધીમે ડગ છોડીને વધું છાંટ નાંખતો હદ વધારતો હતો. વીજળી, ચમકારા કરતી હતી. આકાશ પોતાનાં સાગરીતોને લડાવતો હતો. ભૂમંડળનાં પશુ પક્ષી, અને પ્રાણીજનોને કુદરત ડરાવતું હતું. જંગલમાં વધુ ભય લાગતો હતો.

પ્રવાસી નદીના કિનારાપર બેઠો હતો. કેમકે એ કિનારાપરનું

આવીને ઉદાસમાં પડી ગયાં. ગંગા ન્હાશી ગઇ. નગ્રમાં, જ્ઞાતિમાં, અને મિત્રમંડળમાં કોળાહળ થઈ ગયો. આપઘાત કર્યો હશે કે કેમ! આવી હૃષ્ટ શંકાઓ ઉભી થઈ. પોપટથી તો મોં દેખાડવું ભારે થઈ પડ્યું. વિદ્વાન બાળા કૃષ્ણાકુમારી કિશોરલાલને લીધે પોતાની માનીતી અને વડી બ્હેનની દુર્દશા સાંભળી પોકેપોક રડવા લાગી. પણ "गतं न शोचामि कृतं न मन्ये" એ વાક્ય પ્રમાણે બે દિવસ પછી સર્વ વાત વિસરાઈ ગઇ, નગ્રચર્ચા બંધ પડી, એટલે કૃષ્ણા અને પોપટ બન્ને શાંન્ત થયાં.

અલબત કુદરતે એકત્ર કરેલી સ્વર્ગીય માતૃગર્ભની પ્રેમીલી દોરીનો સંચાર બંધ થયો નહિ, પ્રેમપ્રવાહ દ્રષ્ટિગોચર થયો૦૮, પરંતુ મનમાંજ.

એક અઠવાડીયું વીતી ગયું. દરબારનાં લગ્નની તયારી થઇ, પોપટલાલ પણ દરબારમાં જતો આવતો થયો. કૃષ્ણાનું નાન વધ્યું. ગંગાની ગરજ સારે તેવી ઉપરતી બાળાની વિદ્વતાપર રાજ્યભૂવનની રાણીયો પ્રસન્ન થઈ, ગંગા કરતાં અધિક રૂપવંત ચેહેરો જોઈ રાણીઓ, સ્ત્રીજાતિપર મોહિત થવા લાગી. નાગરકન્યા અને મુગ્ધબાળા, તેમાં શું પુછવું ! આ સમયે પણ એક વખતે ઉચરાયું કે, "ડાકટર રસિક અને કૃષ્ણાનું જોડુંજ શોભે"* આ વાત રસિકના કાનપર આવી. તેને પૂર્વ સ્મરણ થયું. ગંગાનાં વેવીશાળ માટે દરબારે મનોહરલાલને કરેલી વાત, અને તે વાત પરથી સંધાયેલ સંબંધ સમયે, ગંગાને દરબારની કુંવરીએ (બેહેનપણીએ) કહેલાં મર્મવાક્ય યાદ આવ્યાં, અને હૃદયમાં રડયો.

રસિક, એમતો માનવા લાગ્યો, કે પોપટની ઇચ્છાનુસાર કદી રંભારૂપ કૃષ્ણા સાથે પોતાનાં લગ્ન થતે, પણ ગંગા હૈયાત હોત તોજ. કમભાગ્યે એ સ્ત્રી પણ ભાવલપુરમાંથી ચાલી ગઈ, એથી રસિકને સંતાપ થયો "ગંગા કેવી કૃષ થઇ ગઇ હશે ! તેના વિચાર, તેનો સ્નેહ, તેની કાન્તિપ્રભા, તેની વાચ્યશક્તિ, તેનું આયુષ્ય અને તેનું તપોબળ કેવું હશે?" આ વિચારમાં શોપી રહેલો રસિક, ગંગાની અવદશા સાંભળીને દિગ્મૂઢ થઇ ગયો હતો. ઘણા કાળે ભાવલપુર આવ્યો હતો, ત્યારે આ નાજૂક સમય પણ દુઃખદાયી થયો હતો. વળી ધવલપુર સ્ટેશને મળેલી મુગ્ધ કન્યાએ તેનો જીવ પરેશાનીમાં નાંખ્યો હતો. ડૉરલીના સંદિગ્ધ સ્નેહમાં તે હવે બળતો હતો. કર્કોટક નાગ ક્યારે મુકત થાય કે જ્યારે નૈષધપતી ઉગારે ત્યારે, રસિક ક્યારે સુખી થાય કે જ્યારે નિં-

*જુવો "નવલગંગા. પ્રથમ ભાગ." પૃષ્ટ.૨૧૫

રંજન નિરાધાર કૃપા કરે ત્યારે; પણ કૃષ્ણાને જોઇ નથી, ત્યાં સુધી એ ધારતો નથી, કે ધવલપુર સ્ટેશને મળેલી મુગ્ધબાળા તે કૃષ્ણા હશે: માત્ર શોચતોજ હતો. પ્રારબ્ધ ? તારી અદ્‌ભૂત વિચિત્રતા.

## પ્રકરણ ૯ મું

"સ્ત્રી કેળવણીપર કૃષ્ણાકુમારીનું સંભાષણ"

કુશળ કૃષ્ણાનાં વખાણ નગ્રમાં થવા માંડયાં. દરબારમાંથી ખ્યાતી બહાર પડી, પછી કોની સત્તા કે કૃષ્ણાને કાંઇ દોષ આપે! ગંગા કરતાં ટચાક, બોલકણી. મિજાજી, મગરૂર, રૂપાળી, જુવાન, અને પ્રેમી હતી: પણ જ્યાં દરબારનાં માન, તેનો કોણ પકડે કાન! નિંદાખોર લોકો છુપી રીતે ચર્ચા કરે, નાગરાણીઓ હટકેશ્વર દર્શન કરવા જતાં માર્ગમાં કૃષ્ણાને જોઇને અરસ પરસ માર્મિક નયન ચેષ્ટા કરે, પણ મોઢે ન કહેવાય, કેમકે "મુખમેં રામ, બગલમે છુરી" ગાડરીયા પ્રવાહ પ્રમાણે સર્વે તણાતાં ચાલ્યાં. દરબારનાં લગ્નની ધામધુમ પુરી થઇ, એટલે કૃષ્ણાનુ ચકચકીત તેજ પ્રકાસ્યું. સ્ત્રી કેળવણીપર ભાષણ આપવાન ઇરાદાએ દરબારગઢમાં કીર્તિ પ્રસારી. અને માત્ર સ્ત્રીઓનું મંડળ એકઠું કરીનેજ ત્યાં ભાષણ આપવાનુ નક્કી કર્યું. દરબારગઢનાં રાજમાતાનું આમંત્રણ એટલે નાગર કુટુમ્બની સ્ત્રીઓને ફરજ થઇ પડી. વળી દરબારનાં નોકર, તેથી ના કેમ કહેવાય! પ્રજા વર્ગની સ્ત્રીઓ પણ ત્યાં ગઇ, દરબારગઢનાં દીવાનખાનાનો ભાગ ચીકાર ભરાઇ ગયો; અને સમય થતાં ત્વરીત કૃષ્ણા, તથા દરબાર કુમારનાં નવાં રાણી આવ્યાં. રાજમાતાને પ્રમુ-

ખ પદ આપ્યું. અને આ ખાનગી મંડળમાં સુધરેલો સમય પહેલોજ હોવાથી દરેકના મુખપર શરમની છાયા છવાઇ ગઇ. પરંતુ કૃષ્ણાએ તો નિર્મળપણે પોતાનું ભાષણ શરૂ કર્યું.

"માહરાં પવિત્ર અને સદ્‌ગુણી બેહેનો?

આપણી આર્ય સ્ત્રીઓમાં, વિશેષે કરી કાઠિયાવાડની આર્ય સ્ત્રીઓમાં કેળવણીનો પ્રચાર નથીજ, કેમકે આપણ સ્ત્રીઓના ભાગ્ય આડે હાલ નાનો સરખો પડદો પડેલો છે. કારણ, નિંદ્રાએ આંખ ઘેરી લીધી છે. અને વિચાર વમળમાં નાખ્યાં છે, તેનું કંઇક અજવાળું કરવા મેં આજે પ્રયાસ કર્યો છે. પણ તે પ્રયાસથી તમારે એમ નહિ માનવું જોઇએ, કે મેં તમોને શીખામણ આપવા માટે તેડયાં છે. આજ આ મંડળમાં પધારેલાં બેહેનો મારાં કરતાં વડીલ પણ છે, પરંતુ તેથી કેળવણીથી કંઇક અજાણ છે, એમ તો નહિ, તોપણ તે વિષે બે બોલ કહેવા મારી ઉત્કંઠા છે, માટે સર્વે સાંભળશો.

## સ્ત્રીકેળવણી. *

નાના બાળકથી તે વૃદ્ધોવયના માણસો પણ કહી શકશે કે આ દુનિયાનો ઉદ્ધાર અને મંડાણ સ્ત્રી થકી છે, જ્યારે દરિયામાંહે વહાણ ચલાવવાને ખલાસીઓ કુશળ હોવા જોઇએ, જ્યારે રેલ્વે ચલાવવાને હુશિયાર ઇજનેર જોઇએ, અને જ્યારે રાજકારભાર ચલાવવાને પંડિત પ્રધાન જોઇએ, તેમ સંસાર ચલાવવાને કેળવણી પામેલી સ્ત્રીની ખાસ જરૂર હોવીજ જોઇએ. જ્યાં સુધી કેળવાયલી માતા ન હોય, ત્યાં સુધી તેની ઉધરતી

*સ્ત્રીકેળવણી વિષેનું માહરૂં ભાષણ દેલવાડા ખાતે તા. ૧૯ મી મે ૧૮૯૫ ને દીને થયું હતું. મી૦ **રાજારામ મોતીરામ બુચ** (ઊના વહિવટદાર) તથા મી૦ **માધવરાવ જેઠાભાઈ બક્ષી**, મી૦ **દામોદરદાસ જગડ**, અને **ડૉકટર હરિશંકરભાઈની** મદદથી મને જે તક મળી હતી, તેનો રિપોર્ટ મુંબઇનાં કેટલાંક વર્તમાન પત્રોમાં છપાયો હતો, તે ઉપરાંત "**માસિક મજાહ**" ના બે અંકમાં આખું ભાષણ છપાયેલું હતું.

કર્ત્તા.

પ્રજા ચપળ થઈ શકે, એ બનવા જોગ કેમ હોય ? મનની કેળવણી આપવાને જોકે શાળા સંપાદન કરવાની બાળકને જરૂર પડે છે, પણ તનની કેળવણી આપવાને તો ખાસ કેળવાયલીજ માતાની જરૂર પડે છે. એક અભણ માતા બાળકને શું ઉધારી શકે ? અલબત બચ્ચાનું રક્ષણ અને પોષણ કરવાને તો અનાથ પશુ પક્ષીઓ પણ બાહોશ હોય છે. પરંતુ માણસ જાત તેથી ચડતી પંક્તિનાંછે, તો તે પ્રમાણે ઉત્તમ પ્રકારે કાં માતા પોતે કેળવણી લઈને પોતાનાં બચ્ચાંને ન ઉધારે ? એક કેળવાયલી માતા આ દુનિયાની વિચીત્ર પ્રજાને કેટલી ઉપયોગી છે ? બાળપણથી મળેલી માતાની તાલીમથી પુત્ર વા પુત્રી આ સંસારને કેટલો ફાયદો કરી શકે છે ? અને વિદ્વાન તથા અનુભવી માતા પોતાની પ્રજાના હિતને માટે તેને કેટલી જાતનો બોધ આપી શકે છે ? એ જાણવું બહુ કઠીણ નથી. કેમકે આપણે સહજ અનુભવી વા જોઇ શકીએ છઇએ, કે કેળવાયલી સ્ત્રીથી આ સંસાર સુખમય છે. અભણ સ્ત્રીઓનો સંસાર કદીપણ સુખમય છેજ નહિ. અને જ્યારે દુઃખમય છે, તો પછી સુખ મેળવવાને પ્રયત્ન કરવો એ દરેક સ્ત્રીપુરૂષનું પુરૂષાર્થ છે.

આપણો હિંદુ સંસાર સ્ત્રીકેળવણીથી અત્યંત પછાત છે. ઘણા સાદા અને જુના રીવાજના ગૃહસ્થો સ્ત્રી કેળવણીથી વિરૂદ્ધ જાય છે; અને કેટલાક અજ્ઞાની અને અણઘડ આર્યો તો કહે છે કે સ્ત્રીને ભણાવવાથી ઘરમાં દારિદ્ર પેસે છે. બરકત ઉઠે છે. ઘર ઊડી જાય છે. સંસાર ધૂળ મળી જાય છે. અને કાં તો સ્ત્રી રંડાય છે, વા દુર્ગુણી થાય છે કે વ્યભીચારી બને છે. જ્યારે આવા ખોટા વિચારો અને ધિક્કારવા લાયક વ્હેમોથી જો મોટો ભાગ ભરેલો હોય, તો હિંદુ સંસારનો ઉધ્ધાર કેમ થાય ? શું સ્ત્રીઓ કેળવાયલી હોય તો ઊપલા અજ્ઞાનીઓના વિચારો ખરા પડી શકે ? સ્ત્રીઓને જો ખરી કેળવણી મળી હોય તો શું આ દુનિયાં અને સંસાર સુખમય ન થાય ? અલબત આજકાલ અપૂર્ણ તુલના કરનારા કેટલાક આર્ય ભાઇઓ "મીયાં ભાઇના નાડાં" પેઠે એકજ મતપર પ્રસરે તો કદી તેમ થઇ શકે, પણ એમ માનવું ભૂલભરેલું છે. જોકે આજકાલ જે કેળવણી આપવામાં આવે છે, તેનો મોટો ભાગ અપૂર્ણ અને બીજો અંગ્રેજી કેળવણીનો છે. અંગ્રેજી કેળવણી મોટા સુધારાપર અને છુટાપણાં પર જાય છે. જો કે તે અંગ્રેજ સુધારાને અને સંસારને અનુસરે છે, પણ આપણો સંસાર તેને લાગુ પડે નહિ, માટે તેઓના સંસારી ખ્યાલોપર જઇને એક ખોટું મત બાંધીને બેસવું, અને એવા નાદાન પક્ષ

બાંધીને આપણે આપણા સંસારને અજ્ઞાન રાખવો, એ ડાહાપણ ભરેલું નહિ, પણ જોખમ ભરેલું છે.

જો આપણી બાળકીઓને પ્રાચીન રીતિ રીવાજને અનુસરીને શિક્ષણ આપવામાં આવે, તો આપણો સંસાર પારસીઓ અને અંગ્રેજોના સંસારથી સેંકડો દરજ્જે વધુ સુખમય બની શકે, આજની કન્યાશાળાઓમાં જે કેળવણી આપવામાં આવે છે, તેમાં પ્રાચીન રીતિને રીવાજો, ધર્મબોધ અને સંસારીક બાબતો મગજમાં ઠસાવવામાં આવે, તોજ સંસાર સુધરી શકે. સ્ત્રીઓને જે શિક્ષણ આપવામાં આવે છે; તેની અસર સંતતીને અવશ્ય થાય છે. જોકે તે બાળકને માતા તરીકે શિક્ષણ આપે છે. તે પેહેલાં બાળક જ્યારે ગર્ભમાં હોય છે, ત્યારે પણ સ્ત્રીના મનના શુદ્ધાશુદ્ધ વિચાર, યોગ્ય શકિત, અને શિક્ષણ, બાળકને મગજમાં ઠસી જાય છે, માટે આ સૃષ્ટિનો વધારો કરવાને તે વીર સ્ત્રી શિક્ષણની જરૂર છે. કેમકે ગર્ભમાં બાળકો તિક્ષ્ણ બુદ્ધિવાળાં હોય તો તેને કેળવણી મળ્યા પછી, ઘડાયલી તરવારને સજાવાનીજ વાર રહે.—

બાળકીઓને જો અપૂર્ણ કેળવણી મળે, એટલે કે માત્ર બે ત્રણ ગુજરાતી ચોપડીનું સાધન થયા પછી આઠ નવ કે દશ વર્ષની ઉમરમાં બાળ લગ્ન કરવાના લોભમાં પડીને માબાપો શિક્ષણ બંધ કરે, તો અલ્પજ્ઞાન અને અતી હાણ કાં ન થાય! આવા કંગાળ શિક્ષણમાં એ ભવિષ્યની માતા પોતાનાં નિર્દોષ બાળકોને શું તાલીમ આપે? અને આ સારા લેખકોના સ્ત્રી સંસારી સુધારણાના લેખનું શી રીતે અવલોકન કરી શકે? એવી અપૂર્ણ જ્ઞાની બાળા, પોતાના ધર્મનું રહસ્ય કેમ જાણી શકે? માટે દરેક માબાપની ફરજ છે કે કન્યાને ગૃહિણી યોગ્ય બનાવવી. સારા ભાગ્યે આપણા હિંદુ સંસારમાં પારસીઓ જેવો લેભાગુ સુધારો પ્રસર્યો નથી. નહિ તો ગરીબ વર્ગને એ સુધારો ભારી પડે. આપણા સંસારમાં રાંધણ કળા, અનાજ જોવાની, કપડાં વગેરે પણ હાથે ધોવાની અને ઝાડુ શીકે કાઢવાની પણ આદત પાડવામાં આવે છે. અને પારસીઓમાં તો હવે રાંધણકળા પણ બહાર શાળામાં શીખવાડવી પડે છે. અને ઘણો ભાગ તો તે ઉપર લક્ષજ આપતો નથી. એથી તો આપણો હિંદુ સંસાર ભાગ્યવાન છે. તો હવે માત્ર કેળવણી અને ધર્મબોધની ખામી રહી છે, અને તે ઉમરના પ્રમાણની છે, તો તે માટે યોગ્ય ગોઠવણ કરવી જરૂરની છે.

આ પ્રમાણે જોતાં જો સ્ત્રી સુશિક્ષિત હોય તો તેના બાળકો ગર્ભમાંથીજ સારાં અવતરી શકે, ચિકિત્સક, બુદ્ધિમાન, અને ભાગ્યશાળી બા-

ળકો થવાનું મુળ કારણ માતાજ છે. આ વિષે આપણે ઘણા દાખલા મેળવી શકશું. સુભદ્રાના ઉદરમાં જ્યારે અભીમન્યુનો ગર્ભ હતો, અને તેણે જે કળા સાંભળી હતી, તે, અને તે સમયે તેને જે અંકુરો ઉત્પન્ન થયા હતા, તે સર્વે અભીમન્યુના મગજમાં વાસ કરી રહ્યા હતા. વળી ઓનરેબલ એસ. ફાઉલરે પોતાના "Love and parentage" નામના પુસ્તકમાં લખ્યું છે, કે પ્રસિદ્ધ ગણિતવિત ઝરા કોલવારન જ્યારે ગર્ભમાં હતો, ત્યારે તેની માને રાત્રે જાગીને કેટલાક હિસાબો ગણવા પડતા. તેથી તેનો પુત્ર ગણિત શાસ્ત્રી થયો હતો. બેસ્ટનના એક પ્રખ્યાત વકીલના ઓરડામાં નેપોલીઅન બોનાપાર્ટનાં ચિત્રો છે, તેથી તેની માતા ભવિષ્યમાં નેપોલીઅનની લડાઇનું વર્ણન વાંચવામાં ઘણોજ પ્રેમ દેખાડતી, તેથી તેના બાળકને વકીલ અવસ્થામાં લડાઇની ઇચ્છા પ્રબળ થઇ હતી. મીસીસ બેન્ડલ વિશે એમ કહે છે કે તેણીએ પોતાના પાંચમી વખતના ગર્ભ વખતે વિદ્યા ચર્ચામાં મન લગાડયું હતું. તથા સાહિત્ય અને વિજ્ઞાનનાં ભાષણો સાંભળવામાં મન રોકતી હતી, તેથી તેનો પુત્ર તેવોજ વિદ્વાન થયો હતો. ડાક્ટર ફાઉલર પોતાના ( લવ એન્ડ પેરનટેજ એપ્લાઇડ ટુ ધી ઇમ્પ્રુવમેન્ટ ઓફ સ્પ્રીંગ્સ) નામના પુસ્તકમાં લખે છે કે-ગર્ભ સંચાર થવાની સાથે માતા પોતાના મનસ્વભાવનો મોટો ભાગ બાળકોને આપી શકે છે. અગર જો માતા અભણ હોય તો, તેનું બાળક આળસુ અને મુર્ખ થાય છે. આ માટેજ સ્ત્રી કેળવણીની જરૂર છે.

ડાલીકટની મોહન સ્ત્રીશિક્ષણ પદ્ધતિ શાળામાં ( ટ્રેનીંગસ્કુલ ) એક થોડા વખ્તપર ઇનામનો મેળાવડો થયો હતો. ત્યાં દક્ષિણ મલબારના જડજનાં પત્નિ મીસીસ મેન્સને જે અગત્યનું ભાષણ કીધુંછે, તે અવશ્ય દેશી રીતભાતથી અજ્ઞાન મનુષ્યોને મનન કરવા જેવું છેજ, પણ જાણકારને પણ જાણવા જોગ છે. એક બાજુએ એક ઇલાકાનો વડો હાકેમ સ્ત્રીશિક્ષણ માટે બોલેછે, બીજી બાજુએ એક સ્ત્રી બોલેછે. બન્નેના વિચાર ચિત્ર જોવા જોગછે-એમ ધારી તે ભાષણ નીચે આપીએ છીએ

આ શાળાની કન્યાઓ કામ કરતી હોયછે, તે વખતે આવી, તેમને જોવાથી મને ઘણો આનંદ થાયછે, તે પ્રસંગે તે સઘળી ઉદ્યોગી, આનંદી અને હાલકી જેવી જોવામાં આવતી હતી. તેઓ શાળામાં આવેછે, તે ફક્ત લખતાં વાંચતાં અને કામકરતાં શિખવાને આવતી નથી, પણ તેઓ ભલી થાય, તેઓની વર્તણુક દઢ થાય, અને તેઓ સારા વિચાર કરી શકે

અને સારાં કૃત્ય કરી શકે, એવા પ્રકારની તેમને તાલીમ મળે તેટલા માટે તેઓ આવેછે. જો કે હાલમાં તેઓ નાની છોકરીઓ છે, તોપણ તેમના ઉપર અને સામાન્યરીતે હિંદુસ્થાનમાં ભણતી કન્યાઓ ઉપર ઘણો આધાર રહેલોછે, જે કન્યાઓને કેળવણી મળી નથી, તેમના કરતાં આવી કન્યાઓ ઘર આગળ પોતાના ધણીને અને માબાપને વધારે ઉપયોગી થઇ પડશે. વધારે વિચારશીળ અને આત્મસંયન કરી શકનારી, તેમજ ઓછી વઢવાડીઅણ અને વાતુડી તથા ગામ ગપાટામાં આનંદ ન જાણનારી જણાશે, અને વળી પાંચ રૂપીઆના દાગીના કરતાં બે રૂપીઆનું પુસ્તક વધારે પસંદ કરનારી અને તેમાં વધારે આનંદ લેનારી માલમ પડશે, તો બેશક તેમના પોતાનાથીજ સ્ત્રી કેળવણીનો ફેલાવો ઘણો થશે, આમ થવાથી આ બાબતની હીલચાલ લોકો તરફથીજ થશે; અને તેમાં વધારો થશે. કેળવણીનો હેતુ વર્ત્તન–વર્ત્તણુક છે. પોતાના ઘરમાં આવી કન્યાઓએ બતાવી આપવું જોઇએ કે શાળામાં ભણવા જવાથી તેઓ વધારે સત્ય બોલનારી, વધારે મદદ કરનારી, અને વધારે નમ્ર થઇછે. શાળામાં નિયમિત રીતે હાજર રહેવું, એ મોટી ને અગત્યની વાત છે. એ પ્રમાણે શાળામાં આવવા દેવા માટે બાળકો પોતાનાં માબાપને હમેશાં કહી શકશે, અને પોતાની ઘર આગળની વર્ત્તણુકથી બાળકો જો બતાવી આપશે, કે શાળાની વ્યવસ્થા અને કામને લીધે તેમનો ફાયદો થાયજ છે, તો પોતાના બાળકોને શાળામાં મોકલવા ના પાડે અથવા હઠ કરે તેવાં માબાપ ઘણાં નિકળે એમ નથી. અલબત હાલમાં આ શાળામાં કન્યાઓની સંખ્યા જોઇએ તેટલી નથી. આ શાળા ઘણી અગત્યની છે, તો હાલમાં જે બેપરવાઇ કે બેદરકારી જોવામાં આવેછે, તેનું મૂળ કારણ શું છે? મી. ચેનસલરાવે મદ્રાસમાં કહ્યું હતું કે, સ્ત્રીઓના અજ્ઞાનપણા માટે હું આપણા કેળવણી પામેલા પુરૂષોને મુખ્યત્વ કરીને જોખમદાર ગણુંછું. કાલીકટના સઘળા વિદ્વાન પુરૂષો સ્ત્રીકેળવણી માટે ખરા ઇન્તેજાર હોય, તો આ અને બીજી શાળાઓ તુરતજ ભરાઇ જશે, અને તેમાં પુરતી જગ્યા રહેશે નહિ. એક છોકરાને કેળવણી આપવાથી એક વ્યક્તિ કેળવણી પામેલી થાયછે, પણ એક કન્યાને કેળવણી આપ્યાથી એક કુટુમ્બ કેળવણી પામેલું થાયછે! આ કહેણી ઘણી જગ્યાએ કહેવામાં આવેલીછે, તેમછતાં પણ ફરી ફરીને કહેવાથી તે જરા પણ નિરસ લાગતી નથી, જો છોકરાઓની માતા અને બહેનો ઘર આગળ અંગ્રેજી બોલતી હોય તો તેમને અંગ્રેજી શીખવું કેટલું સહેલું થઇ પડે? અંગ્રેજી બોલી શકેછે, એવી જે

સ્ત્રીઓને હું ઓળખુંછું, તે સઘળી અંગ્રેજી સરસ બોલેછે, અને તેઓ સુધરેલી, ઉમદા મનની અને મર્યાદા જાળવનારી સ્ત્રીઓછે. જે ભાષા-તત્વથી દુનિયાના મોટા ભાગની ભાષા થવા લાગી છે, તેનું જ્ઞાન મેળવવાથી કોઇ પણ રીતે બગડવાને બદલે તેઓ દરેક પ્રકારે સુધરેલી જણાયછે.

જો કેળવણી પામેલા ગૃહસ્થો કન્યાઓની કેળવણી માટે ખરી ઇન્તેજારી રાખતા હોય, તો તેમને જે કેળવણી મળેછે, તે પૂર્ણ અને સંગીન છે, તેમજ તેમની બાળકીઓ તેવી કેળવણીની સોબતી થવાને માટે બાળકોને ઉછેરવા માટે, ઘર ચલાવવા માટે, અને બીજાઓ પર માયાભાવ રાખવાને યોગ્ય થતી જાય છે, એ બાબત ઉપર લક્ષ રાખી તે તપાસતા જશે—પિતા અને ધણી તરફથી આવી કાળજીની ખરેખરી જરૂરછે, બીજી બાબતના ફાયદા ન વિચારતાં સ્વાર્થ તરફ લક્ષ રાખી વિચાર કરીએ તો આ વિષયને માટે આવી બેદરકારી ચાલુ રહે, એ ઘણી નવાઇની વાત છે, કેમકે એટલું તો ઘણું ખરૂં સાબીત થઇ ગયું છે કે હોશિયાર પુરૂષો હોશિયાર પિતાઓના કરતાં હોશિયાર અને ચંચળ માતાઓના પુત્રો હતા. માનસિક શક્તિ માતાઓ તરફથી ઉતરી આવેલી જણાયછે. હિંદુસ્થાનના લોકોના મગજની શક્તિ હિંદુસ્થાનમાં સ્ત્રીઓની કેળવણી જેટલી વધશે, તેટલી બીજી કશાથી વધવાની નથી. પણ પુરૂષો હમેશાં પોતાનેજ માટે વિચાર કરનાર રહેશે નહિ, એવી આપણે આશા રાખીએ છીએ. બેશક માતાઓ બહેનો અને પત્નિઓની જીંદગીનું સુખ, આનંદ અને ઉત્સાહ, એ તેમનો ઘણો અગત્યનો વિષયછે. અને તેમાં તેઓ પુરતી કાળજી ધરાવશેજ.

જ્યારે તેઓ પોતે ખુલ્લી હવામાં ફરે છે, અને અનેક પુસ્તકો મેળવે છે ને વાંચેછે, અને દોસ્તદાર બાઇબંધોના સમાગમનો લાભ લેછે, તે વખતે તેમની માતાઓ, બહેનો અને પત્નિઓ ઘર આગળ શું કરે છે? ઘણી ઉત્તમ પ્રકારની રસોઇ કરવાની હોય, તો તેને તે તૈયાર કરવાને ઘણો વખત લાગતો નથી, તેમનાં ઘર નાનાં હોય છે તેથી તે વાળવા ઝાડવાને વધારે વખત જતો નથી, અને તેમાં ઘરની અંદર ઘણાં માણસો હોય છે, ત્યારે ભાગે પણ કામ ઘણું થોડું આવે છે. આમ છે, ત્યારે સ્ત્રીઓનો ફુરસદનો વખત ગાળવાને તેણી શો ઉદ્યોગ કરે? રમત ગમતને માટે તે શું વખત ગાળવાને રહે છે? ........જો કદાચ પુરૂષો સ્ત્રીઓના જેવી એ પ્રકારની જીંદગી ગાળવાનો એક કલાક કે તેટલો નહિ તો એક અઠવાડીયું યત્ન કરશે તો અહા! કેવો મોટો ફેરફાર થઇ જશે? આમ થ-

વાથી શાળાઓમાં મહેનત આપવાનું બંધ થશે, પુસ્તકોની સંખ્યા જોઇએ તેટલી મળશે. "તેમાં મહારાણી મેગેઝીન' નામનું ચોપાનિયું આવશે, એવી હું આશા રાખુંછું ખુલ્લી હવામાં ફરવાનું ને કસરત કરવાનું તેમજ રમતો રમવાનું થશે, અને હાલમા જો જીંદગી ઘણો વખત આળસુને કંટાળો આપનારી થઈ પડે છે, તે કરતાં જુદા જુદા પ્રસંગ આ. વશે, અને આનંદ અને ઉત્સાહ નજરે પડશે—

આ વખત આપણે બીજી કોમનો ખરા અને લાભકારક રીવાજો, મત અને વિચારોનું અનુકરણ કરીનેજ આપણે સંસાર સુધારવાનો છે. અને તે અનુકરણ અંગ્રેજી અને પારસીની કેળવણી પરથી કરવાનું છે. માત્ર આપણા સંસારને અનુકુળ થઈ પડે, તેવું અને તેટલુંજ; કે જેથી આપણો સંસાર મર્યાદામાં, ધર્મમાં અને સુખમાં વિશેપ વધારો કરી શકે. આ અનુકરણ આજકાલ લોકો ધારે છે, તેટલું જોખમ ભરેલું નીવડશે નહિ. પણ ફાયદાકારક નીકળશે. એથી આપણો હીંદુ સંસાર ઉત્તમ પં. ક્તિપર આવશે. આર્ય પ્રજામાં જે વીર પુરૂષોની તુટ પડી છે, તે પ્રગટ થશે. આર્ય મહિલાઓ દુઃખ અને પરવશપણું ભોગવતી હશે, તો તે ટળી જશે .અને પોતાના પતીને ધર્મથી, વિવેકથી અને માનથી રીઝવીને પતિવૃત પ્રમદાઓ પતિના પ્રેમની પ્રસાદીનું ફળ મેળવીને સ્વતંત્ર બનશે. ને એથી સંસાર સુખમય થશે. પ્રજા નામાંકિત નીવડશે, સ્વદેશનો વિજય થશે, અને બીજા સંસારો આપણા ઉધરતી કેળવણીથી કેળવાયલા સંસારનું અનુકરણ કરવા ઉતરી પડશે.

આપણો સંસાર દુઃખી એટલાજ માટે છે. વહેમના ઝુંડોનો જથ્થો જામી ગયેલો હોવાથીજ સ્ત્રી કેળવણીથી આપણે પછાત છે, માટે જો ગૃહકાર્ય, ધર્મ બોધ, અને પ્રાચીન રીતિ પ્રમાણે બાળકોઓને શિક્ષણ મળે, તો સહજ સ્ત્રી પોતાનાં ગૃહકાર્યમાં દક્ષ બની જાય. અને જ્યારે તે પ્રવીણ બને ત્યારે તે ખચ્ચીત સંસાર સુધારાનું એક સોનેરી બિંદુ સુર્યપ્રતિ તેજ અને ચળકાટ મારતું થઇ શકે. માટે આપણા પડી ભાગેલા સંસારને તટસ્થ કરવા ઉપલી કેળવણી આપી સ્ત્રીને કેળવવી જોઇએ. સ્ત્રી કેળવણીના ચડતા જતા અને વધતા જતા સુધારાથી સંસાર સુધારણાનો અલક્ષ્યલાભ મેળવવાને દરેક પુરૂષો તે તરફથી ઉમેદ રાખે, એ બનવા જોગ છે. કેમકે સ્ત્રી કેળવણી, માત્ર સંસારનાં સુધરેલાં સુખ સંપાદન કરવા માટેજ અપાય છે. પ્રાચીન ગ્રંથોપરથી પણ માલમ પડે છે. કે પૂર્વે

પણ સ્ત્રીઓને શિક્ષણ આપવામાં આવતુ હતું. વચ્ચે જે કેવળ બંધ થતુ ગયું, અને સ્ત્રી શિક્ષણની બાબતમાં લોકોમાં વેહેમ કેમ પ્રસરી ગયો? તે પ્રસંગ જણાતો નથી, પણ હવે એ પ્રાચીન રીતિનું ચિન્હ પ્રગટ થયું છે, એ સંતોષકારક છે. જોકે પ્રાચીન રીતિનું શિક્ષણ આજનાં શિક્ષણ સાથે જો કોઇ સરખાવે, તો તે તેમાં જૂદીજ જાતનો તફાવત માલમ પડે, પણ આપણે તે વાત હવે પછી બીજી વાર હાથ પકડશું.

સ્ત્રી શિક્ષણમાં બે બાબત મૂખ્ય છે. પહેલું ગૃહશિક્ષણ અને બીજું ધર્મશિક્ષણ. ગૃહશિક્ષણ જ્યારે સ્ત્રીઓની મૂખ્ય ફરજ છે, ત્યારે ધર્મશિક્ષણ પ્રથમ ફરજને પ્રેરે છે; એટલે જોકે ગૃહશિક્ષણ અને ધર્મ શિક્ષણ વચ્ચે અન્તર છે, તો પણ ધર્મનું મૂળ જાણવા પછી ગૃહધર્મમાં સ્ત્રી સફળ થઇ શકે છે; માટે ગૃહશિક્ષણ શિખતાં ધર્મ શિક્ષણની મુખ્ય આવશ્યકતા છે, અને એ પ્રાચીન રીતને પ્રગટ કરનારા મહાત્માઓએ પુખ્ત વિચાર કરી ડહાપણ બહાર પાડયું છે.

દરેક માણસે પોતાની ફરજ ત્યારે સમજી શકવાને શકિત વાત છે, કે જ્યારે તેના મગજમાં ધર્મની દૃઢતા અને પ્રાચીન રીતિ રીવાજે પગ પેસારો કરે છે. આ શિક્ષણ પૂરૂષ કરતાં સ્ત્રીઓને વધુ અગત્યનું અને ઉપયોગી છે. કેમકે સ્ત્રી, એ આ સંસારને કેવી રીતે ચલાવવો? તે ચલાવવાનો ઇજનેર છે. બાળથી તે વૃદ્ધાસ્ત્રી સુધી સ્ત્રીઓનેજ સંસાર વ્યવહારનું કાર્ય કરવું પડે છે, અને તેમ કરતાં જો ધર્મશિક્ષણથી બેનશીબ હોય, તો ગૃહકાર્ય કરવામાં સફળ કેમ થઇ શકે? માટે એજ ખાતર ધર્મશિક્ષણની જરૂર છે, સ્ત્રીઓની જે ફરજ છે, તે માત્ર ઘર સંસારી છે. જ્યારે પુરૂષોને દુનિયાદારીની જાહેર ફરજો અદા કરવી પડે છે. તો પણ મોટો આધાર સ્ત્રીઓપર રહેલો છે. ઘરનો વહેવાર અને તેનું સમાન સુખ, જો સ્ત્રી ઉત્તમ શિક્ષણવાળી ન હોય, તો પુરૂષ પોતાના જન્મારાથી કંટાળી જાય છે. કેમકે બહારના હજારો દુઃખો છતાં માત્ર ઘરનાં સુખથીજ પુરૂષ પોતાને ભાગ્યશાળી ને સુખી સમજે છે. પણ એ સુખ આપવાનુ જે સ્ત્રીના હાથમાં છે; તે કયારે સમજે છે કે જ્યારે તેને ધર્મબોધ થયો હોય ત્યારે તેના પવીત્ર અંકુરોથી તે પતી પ્રીતિની ફરજ સહજ સમજી શકે છે.

પતિ અને પત્નિ વચ્ચેના ધર્મો, દરેક બીજા સંબંધના ધર્મો કરતાં, પ્રથમ પંકિત ધરાવે છે. અને એ ધર્મ જાણવાને પ્રાચીન રીતિ, પ્રાચીન કાર્યો, પ્રાચીન લેખ, પ્રાચીન સંસાર અને પ્રાચીન ધર્મ જાણવાની સ્ત્રી-

ઓને જરૂર છે. અગર તે ન જાણતાં માત્ર પોપટના પઢવાની પેઠે એ પાંચ ચોપડી શીખી અપૂર્ણ જ્ઞાને અભ્યાસમાંથી છુટી થાય, તો પછી આજકાલ જે લેભાગુ સુધારા અને અછાજતી અપૂર્ણ કેળવણીથી સ્ત્રીઓ ઘરસંસારનાં સુખ આપવાને બેનશીબ રહે છે ને ઉલટાં દુઃખરૂપ થઇ પડે છે, તેમ ન થવા માટે બહેતર છે કે અપૂર્ણ શિક્ષણ આપવુંજ નહિ.

આજકાલ જોકે હીંદુ સ્ત્રીઓમાં કેળવણીએ મોટો પગ પેસારો કર્યો છે, તો પણ તેનો મોટો ભાગ કેળવણીથી બેનશીબ છે. પુરૂષોમાં હજુ અપૂર્ણતા છે, તો પછી સ્ત્રીઓ માટે શું પૂછવું ? તો પણ જેમ વખતનો ફેરફાર થતો જશે, તેમ તેમ અજ્ઞાનતા દુર થઇ જુના અને વહેમી રીવાજો હશે, તે નાશ થઈ શુદ્ધ કેળવણીના તેજથી પ્રકાશતા થશે.

હીંદુ જાતીનાં મર્યાદાનાં બંધનથી અથવા તો વધુ શિક્ષણ લહેતાં છતાં પ્રસિદ્ધીમાં ન આવવાના ખોટા ખ્યાલથી, અથવા ગમે તે રીતે પણ જ્યારે હીંદુ સ્ત્રી શિક્ષક ન મળવાથી મુંબઇની કેટલીક હીંદુ કન્યાશાળામાં ખાસ પારસી શિક્ષકો રાખવાની જરૂર પડી છે, એજ કહી આપે છે કે હજુ હીંદુ બાળાઓ જોઇએ તેટલા પ્રમાણમાં શિક્ષણ આપી શકવાને બહાર પડી જણાતી નથી. અથવા હશે તો સંસારી શરમના દિગ્બંધપણાથી છુપી રહેલી હશે--પણ જ્યારે એમ સદા ચાલશે, તો પછી સ્ત્રી શિક્ષણની બાબતમાં વધારો સુધારો થશે કયારે ? અને અપૂર્ણતા પૂર્ણ થશે કયારે ? હીંદુ સ્ત્રીઓને હાથે અપાતું ધર્મશિક્ષણ ખચીત અસર કરનારૂં છે, અને તેથી શાળામાં શીખતી કન્યાઓને વધુ લાભ મળવાનો સંભવ છે; કેમકે ગૃહ સંસાર અને ધર્મ રીતિ, સ્વજ્ઞાતીની શિક્ષક તે સર્વ જાણી શકે છે; પણ લાચારીએ જ્યારે તેમના લાગતા વળગતાઓને હીંદુ સ્ત્રી શિક્ષક નથી મળતી, ત્યારે બીજા ઉપાયો યોજવા પડે છે. એથી કરીને કાંઇ શિક્ષણ કમતી અપાય છે, એમ નથી; પણ ગૃહશિક્ષણ અને ધર્મ શિક્ષણમાં હીંદુ શિક્ષક સિવાય કંઇક ખામી આવે; અગર ગૃહ શિક્ષણની કેટલીક બાબત શાળામાંથી સંપાદન થાય, તો કેટલીક ગૃહની તાલીમથી મળી શકે, પણ ધર્મ શિક્ષણ જેવી ગહન બાબત શાળા સિવાય કદીએ મળવી અને મગજમા ઠસવી મૂસ્કેલ થઈ પડે. અલબત હીંદુ ધર્મના રીતિ રીવાજો અને રાહ રસમ જોવા જો ધારે તો ખાનગી શુદ્ધવૃત્તિથી ઘરની કથા વાર્ત્તાઓ, શાસ્ત્રીઓના બોધથી પોતાનો ધર્મ સમજી શકવાને દરેક કન્યા શક્તિવાન થાય, પણ આજકાલ સુધારાના બળે થોડા શિક્ષણનો પ્રવેશ થવાથી કન્યાઓ ફરજ્યાત શિક્ષણ વિના ઉપયોગ કરી શકેજ નહિ

અલબત કદી આ માટે સ્વાલ ઉભો થાય, કે શિક્ષણ પરણેલી બાળા શાળામાં તો લહે નહિ. અને લહેનાર ઘેર લહે: પણ શાળામાં તો ફરજ્યાત થઇ પડે. હમેશનો બોધ જારી રહે, તો પથ્થર પણ એક વખતે જમાનાના ફેર ફારે, રૂતુના પ્રભાવે, કે કુદરતના કાયદાની બલિહારીએ પીગળે. પણ નિર્ભય ગૃહમાં એ શિક્ષણ અસર કરી શકે નહિ. માટે ધર્મશિક્ષણ તો શાળા તરફથી ખાસ મળવું જોઇએ. જો કે દરેક વર્ગની સ્ત્રીઓને ધર્મ શિક્ષણ મળ્યા પછીજ તેની વિશુદ્ધિ થાય છે, તો પણ હાલના સુધારામાં તો હીંદુ બાળાઓને તો મુખ્ય બીજા શિક્ષણ કરતાં ધર્મ શિક્ષણ અને પ્રાચીન રીવાજો જાણવાની અગત્યછે. અને જ્યાં સુધી એ અગત્યતા પુરી પડશે નહિ, ત્યાં સુધી કદીપણ હીંદુસંસાર યોગ્ય રીતે સુધરવા બદલે બીજા લોકોના ખોટા સુધારાની નકલ કરી વધુ બગડતો ચાલશે. ત્યારે આખરે થશે એવું કે તેથી સંસાર નાપાયદાર અને પાયમાલ થઇ જશે. જોકે એવો સુધારો હીંદુ સંસારમાં હળાહળ પ્રવેશ થવાને સેંકડો વરસો જોઇએ, તોપણ તેને બંધ કરવા પ્રાચીન ધર્મ સંપાદન થાય તો તે સંસાર સંગીનપણે અસલ પદ્ધતીપર ચાલી શકે.

આજકાલ કન્યાશાળાઓમાં જે ધર્મશિક્ષણ અપાતું હશે, તે જોઇએ તેવી રીતે પૂર્ણ નથી, એમ તો કહેવાની જરૂર પડશે. કેમકે હીંદુ કન્યાઓને જે બાબત જોઇએ, તે બતલાવવાને વડી શિક્ષણ શક્તિવાન નથી. અર્થાત્ પારસી બાનુંઓથી તેટલી આશા રાખી શકતા નથી. હવે જ્યારે સ્વભાવિક પારસી બાનુઓથી હીંદુ ધર્મશિક્ષણની આશા ન રખાય, અને હીંદુ ધર્મશિક્ષણ ન મળે તો શું કરવું? માત્ર એટલુંજ કે કોઇ વિશ્વાસુ, પુખ્ત અને વિદ્વાન સ્ત્રી રાખવી, કે દરવખતે એ વિષયપર ચર્ચા ચલાવે. પ્રાચીન ધર્મ, પ્રાચીન સંસારના રીતિ રીવાજો, અને પ્રાચીન પદ્ધતિના દાખલાઓ બતાવી, વખતો વખત અરસપરસ કન્યાઓમાં ધર્મ ચર્ચા ચલાવે, એમ થવાથી ગમ્મત સાથે બાળાને જ્ઞાન પેદા થશે. પ્રાચીન ગ્રંથો જાણવા શીખશે, અને ધર્મને વર્તવામાં તે એક વખતે પણ ફત્તેહમંદ ઉત્તરશે. આ બાબત ખચીત હીંદુ કન્યાશાળાના લાગતા વળગતાઓને ધ્યાનમાં લેવાની છે. અને તેમ કરીને આજે જે શિક્ષણ મળતું હોય, તેમાં અગત્યનો સુધારો કરી ખરાં શિક્ષણ આપવાને ધ્યાન આપવું જરૂરનું છે.

પારસીઓની કન્યાશાળામાં જ્યારે આપણે જોઇએ છઇએ, ત્યારે આપણને તેઓનાં ધર્મશિક્ષણનો વિષય સારા પાયાપર ચાલતો લાગેછે.

જો કે એ શિક્ષણ સંપાદન કરીને વર્તવું; તે ખુદ બાળાની અક્કલ પર આધાર રહેછે; તોપણ જો એ શિક્ષણ તેઓ ખરેખરી રીતે સંભાળી શકે, તો આજકાલ પારસી સંસાર પ્રાચીન કાળ પ્રમાણે વખાણવા લાયક થઇ પડે. આપણને એ શિક્ષણનો દાખલો એટલા માટે અનુકુળ થઇ પડે કે હજુ હીંદુ સંસાર શરમ અને મર્યાદાનાં બંધનથી ભરપુર છે. તેમાં જો ધર્મશિક્ષણની શરૂઆત થઈ હોય, તો અલબત સુધરતા જમાનામાં હીંદુ કોમની સ્ત્રીઓ માટે ભવિષ્યમાં સારીજ ઉમેદ બંધાય. પણ એ ઉમેદો ત્યારેજ બંધાય કે જ્યારે કન્યાશાળામાં ઉત્તમ પ્રકારે દરેક વ્યવહારિક શિક્ષણ સાથે ધર્મ શિક્ષણ પણ અપાય.

સ્ત્રીકેળવણી માટે આટલી બાબત અગત્યની છે. ૧ સ્ત્રીઓના ધર્મ અને તેનું પ્રતિપાદન-૨ કેળવણી અને ઉપયોગ. ૩ ગૃહકાર્ય અને સદાચરણ ૪ પતિસેવા અને દક્ષતા. આ વિષય ચર્ચાયા પછી એજ ઉધરતી કન્યાઓના મગજમાં, તે પછીની જીંદગી અને સંસાર સુખની વૃદ્ધિ માટે વધુ ઉપદેશ થવો જોઇએ.

૧ મૂખ્ય પ્રાચીન કાળમાં સતી સ્ત્રીઓ પોતાના ધર્મમાં ચુસ્ત રહેવાને ખાતર મહાન સતીઓનાં સત્‌સંગમાં આવીને પોતાનાં હૃદયને દ્રઢ બનાવતી, જ્યારે આજકાલ મોજ શોખમાં ધર્મચુસ્તપણું માને છે. આગલા વખતમાં સ્ત્રીધર્મનું પ્રતિપાદન કરનારી સ્ત્રીઓ, રૂપીપત્નિઓના સત્સંગમાં રહી દરેક સતીમંડળની સ્ત્રીઓ ધર્મચર્ચા ચલાવી કાળ નિર્ગમન કરતી, આજે તેથી ઉલટુંજ જોવામાં આવે છે. એ સમયની સતીઓમાં આ પ્રમાણે લક્ષણ જોવામાં આવતાં હતાં. તે પ્રથમ પોતાની મનસ્વી શકિત અને ઇંદ્રિઓના વિકારો વશ રાખી શકે છે. તેઓમાં દ્રઢતાનો મોટો ગુણ હોય છે. એ સ્ત્રીઓ સદા પતીસેવામાંજ પોતાની મહદ્‌તા સમજે છે. પુરૂષોના મંડળમાં ભેળાતી છતાં તે સર્વમાં નમ્ર અને સામાન્ય દૃષ્ટિ ફેલાવી શકે છે. સાસરવાસમાં કંકાસ ન કરતાં સર્વ પ્રત્યે સ્નેહ બતાવીને સદા સુખી રહે છે. તેઓ મન પસંદ ભરથારને વરે છે. અને તે પતીપ્રેમમાં ચુસ્ત રહી સેવા બજાવે છે. તે ઉડાઊ ખર્ચ કરતી નથી. પતી વિયોગમાં તે બ્રહ્મચર્યાવસ્થા પાળે છે. દેવ દર્શનના ખોટા આડંબર છોડીને તેણી પતિભકિતમાંજ આનંદ માને છે. દેવ, ગાંધર્વ કે, મનુષ્ય, ગમે તેવા સ્વરૂપવાળા, વિદ્વાન કે દ્રવ્યવાનપર મોહાવા બદલે શુદ્ધ દૃષ્ટિ રાખી શકેછે. શરીરનાં વસ્ત્રોનું આચ્છાદન શુદ્ધ બુદ્ધિથી સરસ રીતે કરી શકે

છે. અલંકાર કે વસ્ત્રોથી પોતાના સૌંદર્યની શોભા માનતી નથી. તે પતિપ્રેમ એજ ખરૂં સ્વરૂપ સમજે છે. તે સોભાગ્યવતીજ રહે છે. કેમકે તે પતી સાથેજ સતી થઇ જાય છે. અને એવાં સત્કર્મોથી એવી સ્ત્રીઓ લોકમાં પૂજાય છે.

पतिवृत्तापतिप्रणा सानारी धर्मभागिनी
शुपुश्चा परिचर्याच करोत्य विमना सदा ।

૨ કેળવણી અને તેના ઉપયોગ વિષે જણાય છે, કે પ્રાચીન કાળમાં કન્યાઓ પાઠશાળામાં ખાસ શીખવા ન જતી, એમ ન હતું. ગુરૂકુળમાં પાઠશાળા હોય, ત્યાં તેઓ શીખવા જતી, છોકરા સાથેજ છોડીઓનું શિક્ષણ ચાલતું, પણ છોડીઓને શીખવવાની કેટલીક બાબત જૂદી હતી. એક શાળાનું સ્થળ છતાં છોડીઓની શિક્ષક રૂષીપત્નિ હતી. જે સતી સ્ત્રી સર્વ બાળાને પ્રાચીન રીતિ, રીવાજો બતાવતી. શિક્ષણમાં વાંચન પુરૂં જાણી શકે, વાંચતાં લખતાં અને શુદ્ધ બોલતાં જાણે, તેટલું સંસ્કૃતનું જ્ઞાન આપે; અને તે ઉપરાંત ગૃહકાર્યનો ભાગ બતાવે, એટલુંજ નહિ પણ તે સતીઓ સ્ત્રીઓના ધર્મ અને પતી સેવાની રીતિઓ બતાવવામાં, કન્યાઓનાં હૃદયને દ્રઢીભૂત બનાવવામાં અને બાળાઓ હર્ષથી એ ધર્મનું પ્રતિપાદન કરે, એવો સશુદ્ધ પ્રબોધ કરી શિક્ષણની અસર કરતી. રૂષિપત્નિઓ એ કાર્યમાં બહુ કુશળ ગણાતી. તેમણે આપેલી કેળવણીનો ઉત્તમ ઉપયોગ કરીને નિર્દોષ કન્યાઓ પોતાનું નામ સાલાક્ષણિક પતિવ્રતા યા સતી તરીકે પ્રસિદ્ધ કરતી. કે જે ઉપયોગથી સૃષ્ટીની પ્રજા, સર્વ ઉદ્યમી અને વિદ્વાન નીકળતી હતી. જ્યારે આજની પ્રજા વર્ણશંકર જેવી ઉત્પન્ન થાય છે. માત્ર એ અધૂરી કેળવણી અને શિક્ષણનોઆડે માર્ગે ઉપયોગ કરવાનું ચિન્હ છે. કેમકે સૃષ્ટીયંત્ર ચલાવનાર સ્ત્રીરૂપી ઇજનેર જો પુખ્ત અને કેળવાયલો ન હોય, તો શું એ યંત્રો યોગ્ય રીતે ચાલે ? નાહક યંત્રો કટાઇ જાય, કે ભાગીજાય, અને તેથી દુનિયાનું સત્યાનાશ વળી જાય. જો કદી કોઇ ઇજનેર “ અધુરો ઘડો છલકાય” તેમ ડહાપણ વાપરે તો તેથી “એ બગડે બાવીસ” જેવું પણ થઇ જાય.

૩– ગૃહકાર્ય અને સદાચરણની બાબતમાં કેળવાયલી માતા પોતાની કન્યાને તેના સાસરવાસમાં મૂકવા અગાઉ ગૃહકાર્યમાં દક્ષ બનાવતી. પાકશાસ્ત્રનું કામ કન્યા કરતી. કરકસર અને ગૃહધર્મ બતાવવા ઉપરાંત થોડા ખરચે સુંદર રસોઇ બનાવવાનું શીખવતી. ગૃહશિક્ષણ લેનારી બાળા, પોતાની કેળવાયલી માતાના હાથ તળે તાલીમ લઇને સાસરામાં શાબાશી

મેળવતી. એ વખતમાં મુખ્ય ગૃહકાર્યની હરીફાઇ હતી, અને ગૃહકાર્યમાં ઉત્તમ સ્ત્રીનાં વખાંણો દેશો દેશ થતાં હતાં. જ્યારે આજની સાધારણ વર્ગની સ્ત્રી પણ ખોટો સુધારો ધારણ કરીને આડંબર કરવા લાગી છે, અને ગૃહકાર્ય તો ગુલામી ધંધો અથવા તો નીચ નોકરી તુલ્ય માને છે. પણ તે થોડાં સમજે છે કે એવા વિચારથી સંસારનું સત્યાનાશ વળીને, ઘરના ખર્ચો બમણા વધી જાય છે. પોતાની કાળજી વિરૂદ્ધ જે થાયછે, તે કામ અસંતોષ ઉપજાવે છે, અને બારીક વખત આવતાં પોતાની જીંદગીનાં સુખમાં વિઘ્ન પડે છે. ઇંગ્લંડના રાજ્યકીય કુટુંબમાં પણ એક જાતનો આજે એવો શોખ છે કે મહેનત કરીને પણ ગૃહકાર્ય સુધારવું. કહો, એ રીતિ શામાટે પસંદ ન કરવી? કરકસર કરતાં કાં ન શીખવું? જાતે ગૃહકાર્યમાં કાં ભાગ ન લ્હેવો? આ વિચાર જો કે સર્વે નિયમમાં હોય છે. તોપણ આપણા માનવંત રાજ્ય કુટુમ્બને તે માટે ધન્યવાદ ઘટેછે. રાજ્ય કુટુમ્બ કંઇ લોભ ખાતર કસર નથી કરતું, પણ પ્રજાને દાખલો બતાવે છે. આપણી હિંદી પ્રજા અંગ્રેજ કુટુંબમાં ચાલતો સુધારો હાથ પકડી ખોટા ખ્યાલ ધારણ કરીને પોતાનું સુખ પોતેજ ગુમાવે છે. અને તેથી તેની પ્રજા પૈસા ટકા અને સુખારાંમ બદલે વ્યાધિ ભોગવે છે. એ વ્યાધી કેળવણીનો અપૂર્ણ અભ્યાસ અથવા તો તેનો ગેરઉપયોગ થવાનુંજ તત્વ છે.

૪—પતીસેવા—એ એક ઉત્તમ વિષય તરીકે પ્રાચીન ભક્તિવતી સ્ત્રી પોતાના ધણી સાથે સુખમાં રહીને પોતાની જીંદગીને બંધનરૂપ ન સમજતાં સ્વતંત્રતા ભોગવવા પતિની ઇચ્છાપૂર્વક કાર્ય કરતી. પતિ, એજ પરમેશ્વર છે. પતિથીજ સુખી સંસારછે. પતિ એજ પોતાનું સ્વરૂપછે-અને પતિ એજ જીવન મુક્તિદાતા છે. એમ માની સતીઓ છેવટ સુધી પોતાના પતિમાટે પ્રાણ આપવા તૈયાર થતી. આજકાલની સ્ત્રીઓ તો જેમ પતિને પોતાનો વેઠીયો કે નોકરછે. વળી પતિ તો એક ફરજ્યાત બોજ ઉઠાવનાર છે. એમ સતીઓ માનતી નહિ. પતિની સ્થિતી જોઇને તેઓ ચાલતી. પતિની તે આજ્ઞા ઉઠાવતી. તેઓ પોતે પોતાને-ડાહી સમજતી. આજકાલની શોખીન અને સુધારાના નામને કલંક બેસાડનારી સ્ત્રીઓ શોખ પૂરો કરવા ધણીપર અસહ્ય બોજો નાંખે છે, અને પાસે પૈસો હોય કે નહોય, તોપણ શોખ પૂરો કરવાની હઠ કરેછે; તેવી સતીઓ પ્રાચીનકાળમાં ન હતી. રાજવંશીની છોકરી પણ ગરીબ અવસ્થાના પતીસાથે વરીને સુખ માનતી. માત્ર ગુણ પરજ તેઓ વરતી. દાખલા તરીકે સતી સાવિત્રી—એક મહાન્ રાજકન્યા છતાં ગરીબ કુળના રાજકુમાર સાથે પરણીને પણ તે જંગલમાં વસી સુખ માનતી; તેણીએ પોતાના પતિને મરણથી બચાવ્યો હતો. વળી " બાળકો

ને કેમ ઉછરેવાં" એ સંબંધી પણ રૂપીપલિ શાળામાંજ કન્યાઓને શિક્ષણ આપતી. અને એ શિક્ષણ આ દુનિયાને એટલું તો ઉપયોગી થતું કે તેથી ભરતખંડ એક સમયે મહાન ઉદ્યોગી અને ધનાઢ્ય હતો; પણ આજની કેટલીક વર્ણશંકર પ્રજાથી અને સ્ત્રીકેળવણીના ખોટા ઉપયોગથી હીંદુસ્થાનનો અસ્ત થવા લાગ્યો છે. સુચિન્હતો જણાયછે, કે સ્ત્રીકેળવણીના સદુપયોગથી ફાયદો થશે, અને ભવિષ્યમાં હીંદુસ્થાન પ્રાચીન રૂપ પકડશે, પણ જે અધૂરી અને ધર્મજ્ઞાન વિના કેળવણી અપાશે, તો કદીપણ ભરત ભૂમિ પોતાના સંસારમાં ફળીભૂત થશે નહિ. બાળકોને કેળવવાની અને તેને સુધરતાં બનાવવાની માતાઓ કલ્પના ક્યારે કરી શકે કે જ્યારે આપણી શાળાઓમાં કન્યાઓને ધર્મજ્ઞાન અને પ્રાચીન રીતિ સમજાવવામાં અર્થાત્ દૃઢ કરાવવામાં આવે. એ સિવાય કદી પણ હીંદુ પ્રજાનો ઉદય થવાનોજ નથી. સારે નશીએ હીંદુ કુટુંબમાં હલકો અને નામનો (Nominal) સુધારો પેઠો નથી. એટલામાંજ સમજીને ધર્મબોધનો જો દૃઢ પગ પસારો કરે, તો અવશ્ય ભવિષ્યમાં હીંદુ પ્રજા એક ઉત્તમ ધર્માધિકારી તરીકે વખણાવા ઉપરાંત ધનાઢ્ય અને સુખી થઇ જાય. વળી હજુ હીંદુ સ્ત્રીઓના અંકુરો પારસી સ્ત્રીઓ કે અંગ્રેજ સ્ત્રીઓ જેટલા સ્વતંત્ર નથી. વળી તેઓ મર્યાદાની હદ બહાર ગએલી નથી, તેમાં જો કન્યા કેળવણીનો સારો બંદોબસ્ત થાય, તો ભવિષ્યની પ્રજા કેળવાયલી અને ઉત્તમ કહેવાય. ટુંકમાં ખરેખરી રીતે જોતાં સ્ત્રીઓને કેળવણી આપવા પહેલાં ધર્મજ્ઞાન, રીતિ રીવાજથી વાકેફ કરવી જોઇએ. અને કન્યાઓને ગૃહશિક્ષણ આપીને ઉત્કૃષ્ટ વિચારની બનાવવી જોઇએ. માત્ર એ સર્વ કન્યાશાળાના લાગતા વળગતાએજ ધ્યાનપર લેવું જોઇએ.

### દોહરો.

સ્ત્રી કેળવણીથી સદા સુખ શાન્તિ આરામ;<br>
છે સંસાર સુખી સદા ઠામ ઠામ સુખ ધામ.

સ્ત્રી કેળવણીથી ઉદય સ્વદેશનો છે નામ;<br>
જો સ્ત્રી કેળવણી વધે તો સુધરે જગ કામ.

ઇચ્છે મહાન ધનાઢ્ય જો જો ભીડે વધુ હામ;<br>
ધર્મજ્ઞાન દેવાથકી ખરચે અદકાં દામ.

થાય હીત સૌ જાતનું ઉદય થાય શુભ નામ:<br>
શિક્ષકની એ વીંનતી માની લહો દીન શ્યામ.

કૃષ્ણાકુમારીનું ભાષણ પુરૂં થયું, અને રાજમાતાએ આડા અવળા, સાચા ખોટા, દેશી પરદેશી ભાષામાં બે બોલ કહ્યા. સભા વિસર્જન થઇ. રાજ માર્ગમાં સ્ત્રીઓના ટુથમાં એની તો નિંદા થવા લાગી કે બિચારી કૃષ્ણાની શરમનો પાર રહ્યો નહિ. કૃષ્ણા એક સુધરેલી છે. એટલે કોઇક અંગ્રેજ કે પારસીને પરણશે, અથવા તો તે નીકળી જશે, કે આડે રસ્તે ઉતરશે, એવા અયોગ્ય અપવાદો એ અભણ, અને નિંદાખોર સ્ત્રીઓએ મુક્યા.

કૃતઘ્ન નિંદાનો ભોગ થયેલી કૃષ્ણા! તારે નીચેનો શ્લોક કાં સાંભળવો.

व्योमनि शम्बाकुरुते चित्रं निर्माति यत्नतः सलिले ।
स्नपयति पवनं सलिलैर्यस्तु खलेचरति सत्कारम् ॥

તારે તો આ શ્લોક મનન કરવો——

संतोषामृततृप्तानां यत्सुखं शान्तचेतसाम् ।
कुतस्तद्धनलुब्धानामित श्चेतश्चधावताम् ॥

કૃષ્ણાએ તેજ કથન ગ્રહણ કર્યું; નિંદકોની દરકાર કરી નહિ—પોતે તો મદમાં, યુવાનીના તોરમાં અને વિદ્યાની મગરૂરીમાંજ ચાલી ગઇ. જોકે તેનાં ભાષણની કોઇને અસર ન થઇ, પણ રસિકને તો હાડોહાડ પ્રવેશ થઇ ગઇ—કેમકે પોતાની ભવિષ્ય પત્નિ તરીકે તેને જે ઉત્તમ આશા હતી; તે હવે પાર પડશે એમ લાગ્યું. સુધરેલી કૃષ્ણા, સુધરેલાનેજ પસંદ કરશે. અને તેને પસંદ પડે તેવો રસિક વિનો બીજો કોઇ નથી, એમ તે કલ્પતો હતો. પછી કાં આશાની હોડીપર બેસીને ભવસમુદ્રના મોજાનાં પાણી ઉછળતાં ન જુવે! વળી પોપટની પણ મરજી હતી. રસિક, ગંગાથી અધિક કૃષ્ણાની કીર્તી સાંભળી હર્ષિત થયો. સબુરીનો બદલો યોગ્ય મળ્યો, એમ માનવા લાગ્યો, અને કૃષ્ણાને જોવા માટેજ પોપટને ઉતારે જવા વિચાર કર્યો.

રસિક માર્ગમાં ચાલ્યો જતો હતો, તે વેળા કૃષ્ણા સભામાંથી ઘેર જતી હતી. બન્નેની દૃષ્ટિ મળી ગઇ. કૃષ્ણા શરમાઇ, રસિક આશ્ચર્ય પામ્યો. ધવળપુરની ધર્મશાળામાં મળેલી મોહિનીને જોઇને વિચાર કરવા ખમચ્યો, કૃષ્ણા સલજ ચાલી ગઇ. કૃષ્ણાએ રસિકને ઓળખ્યો. પણ રસિકચંદ્ર માત્ર એક મોહિની કન્યા તરીકેજ તેને પીછાણવા લાગ્યો. કૃષ્ણા માટે પોપટને મળવાનું મુકીને એતો આ મોહિની પાછળ ચાલ્યો. એ બાળા કોણ હશે, તે જાણવા તેની પાછળ ચાલ્યો તો ખરો, પણ કૃષ્ણા શરમાઇને, રસિકની દૃષ્ટિ ચુકાવી વિદ્યુત પેઠે એક સગાંના ઘરમાં ચાલી ગઈ, રસિક તો ચોતરફ દૃષ્ટિ ફેંકતો રહ્યો. મોં વિકાસી ઉભો. કયાં હોય મોહિની

માત્ર પોતાની દૃષ્ટિમાંજ, પ્રેમી આત્મામાંજ–ગરીબ બિચારો આશાભર પંખી નિરાશ થઇ ઘર તરફ વળ્યો. ન કૃષ્ણાને જોવા પોપરને ત્યાં ગયો, કે ન સાંજના ફરવા ગયો.

રાત્રી મોહિનીના સ્વરૂપની તૃષ્ણામાં ગઇ, પણ એ તૃષ્ણા તો મૃગતૃષ્ણિકા સમાન દૃશ્ય થઇ. પ્રભાતમાં જે આશામોહિનીનો ઉદય થવાનો હતો, તે ટળી ગયો. જ્યાં "પત્તો" એ શબ્દનો નાશજ થયો, ત્યાં મોહિની શી?

અલમત આશા એ ખીલતું ફુલ અને ઉગતુ વૃક્ષ છે. જેટલી એ અમૃત જેવી છે, તેટલીજ તે ઝેર સમાન છે. કેમકે તે આશા અમર રૂપ કહેવાય છતાં પાણીપરના પરપોટા જેવી ક્ષણભંગુર અને આશામય જનોને અસંતુષ્ટ કરનારી રાક્ષસી છે. રાક્ષસી, એ શ્રંગારાલંકાર તેને શોભા આપે, તોપણ આશા તે આશાજ.

Hope, though 'tis pale sorrow's only cordial,
Has yet a dull and opiate quality
Enfeebling what it lulls. *"Elfrida."*

રસિક આશામાં પ્રફુલવા લાગ્યો. માત્ર આશાજ પ્રફુલવા લાગી. કેમકે તે સમજતો હતો કે હૃદયગામી પ્રેમ લોહચુંબક છે.

Love is a passion, whose effects are various.
It ever brings some change upon the soul,
Some virtue, or some vice, 'till then unknown,
Degrades the hero, and makes cowards valiant.

*"Gustavus Vasa"* Act ii. 2.

"કૃષ્ણા કદી બાગણમાં મળે"! એ આશાએ નાગરી નાતના લગ્નખર્ચનાં કઢંગાપણાં વિષેનું ભાષણ આપવા, અને ખરેખરી રીતે મોહિનીને અન્યોક્તિ કરી પોતાની પ્રિયદ્ કરવાજ આ આરંભ કર્યો.

# પ્રકરણ ૧૦ મું.

"નાગરી નાતના લગ્નખર્ચના કઢંગાપણાં વિષે."

ડૉક્ટર રસિકનું લેક્ચર.

## શાર્દૂલવિક્રીડિત.

ભાગીર્થી સરિતા ગણી પરમ શ્રી જ્ઞાતિયને સર્વદા,
દાખી નિર્મળતા, હણો મલીનતા સૌ શુદ્ધભાવે સદા;
અજ્ઞાની શૂળ હોય જો કઠણ કૈં કાઢો ત્વરા માર્ગથી,
રસ્તો સ્વચ્છ કુટુમ્બરાજ સુખનો કાં ના કરો પારખી.

આજના જમાનામાં શું નિંદક લોકો દરેક સ્થળે કોઇનું શુભ થયેલું જોઈ શકશે? મિત્ર મંડળમાં કહો તો વ્યાજ સ્તૂતિ, કુટુમ્બમાં જુવો તો પરોક્ષ નિંદા, અને વ્યવહારિક લોકોમાં જુવોતો પ્રગટ દ્વેષભાવ; જ્યારે આર્યની આવી સ્થિતિ હોય તો પછી દેશોન્નતી શી રીતે થાય! પરકોમની ઉન્નતી થયેલી જોઇને મનમાં દ્વેષ કરે, અને બળતે હૃદયે તેનાં વખાણ કરે, પણ જ્ઞાતિયમાં તો કદી કન્યાએ સારૂં શિક્ષણ લીધું હોય, તેની પર પણ અનેક અપવાદ મૂકી દાવાનળ પ્રગટાવી તેનો ધરતીકંપ બનાવી આખા દેશને અનુકંપાવી નાખે, અને વધુ ચાલે તો વીજળીથી મ્હાત કરે. પુરૂષો માટે પણ તેવું. સર્વે આળસુ, નિર્ધન અને ભૂખી હોય તો ઠીક!! આર્યની ઉન્નતી નથી થતી, તેનાં આજ કારણો છે. હીંદુઓની પાયમાલી થવાનું મૂળ નિંદા છે. કહોની? પારસી અને અંગ્રેજો આજે દરેક સ્થળમાં, દરેક દેશોમાં, દરેક ધંધામાં, દરેક રાજકીય કામમાં અને દરેક વિદ્યામાં આગળ પડતા, દેખાવડા, અને અમલદાર શાથી બની ગયાછે? માત્ર નિંદાના પરિત્યાગથીજ. માણસો ગમે તે કરવાને સ્વતંત્ર રીતે મુખ્ત્યાર હોય, પછી નિંદા શાને? પણ આપણા આર્યોમાં તો એથી ઉલટુંજ છે. એક માણસે નવો હુન્નર કહાડયો, તેને ઉત્તેજન આપવાનું દૂર રહ્યું, પરન્તુ તેનું તાડન કરવા, કઠોર અને ચંડાળ જીભરૂપ કૂહાડો

ગાળવામાં કેટલાક અધમ લોકો ચુકશે નહિ. "નવરા બેઠા નખ્ખોદ વાળે" તેમ કેટલાક હરામ હાડકાના ભૂખમરો સહેતા, ઘેરઘેર ભટકી માગીને પોષણ કરતા, પરવારતા લોકો પલાંઠી વાળી ચોટે બેશીને બસ કોઇની સ્ત્રીની, તો કોઇની દીકરીની, કોઇની વહુની તો કોઇની સગીની નિંદા કરી નિંદાપને અપવાદ આપશે; અથવા તો કોઇ હુન્નરમંદને તોડવામાં, કોઇ વિદ્વાનને હણવામાં, અને કાંતો કોઇ ગંભીરને અપવાદી ઠરાવવામાં પોતાનો કાળ ક્રમણ કરશે. આ સર્વ કારણ ધંધા વગરની હાલતનું પરિણામ છે. જ્યાં ધંધોજ ન કરવો, ત્યાં બીજીશી વાત? ખાલી આટો ને શેર ખીચડીનું સદાવ્રત જેટલું પેદા થાય, મફતના બેસવાને ચોટા મળે, ને ખાવાને ભીખારીના રોટલા મળે, પછી ધંધો કરવાનું કંઇ કારણ? અદેખાઇની આંખથી પ્રઝળતા ચંડાળ લોકો જેનું ખાય, તેનું ખોદી નાખે. પાળેલો કુતરો પગ કરડે, એવા અધમ જાતના લોકોથી શી રીતે દેશ સુખી થાય? અફસોસ તો એ છે કે એટલો મોટો કેળવણીનો પ્રચાર થતાં પણ આવું રહ્યું.

કાણુ મહોકાણે, લગ્ન વિવાહે, ઉઠમણે કે સ્મશાને, બસ નિંદા નિંદાને નિંદા. રંડાઓને જો નિંદા કરવાનું હોય તો બીજું કંઇ જોઇએ નહિ. "નામ મોટાં ને દર્શણ ખોટાં" તેમ નાગરાણીઓ દર્શન કરવા નીકળે, અને ઠાઠમાઠ ને ઠમકો કરતી હૃદયને પવિત્ર કરવા જાય, પણ કૃષ્ણાકુમારીનો સુધરેલો પોશાક જોઇને શુ હટકેશ્વર મહાદેવને સ્વચ્છ હૃદયે નમન કરે, કે બાળાને નિંદાના પ્રકોપથી વધાવી પાપ બાંધે? એક તરફ કૃષ્ણાની નિંદા, અને બીજી તરફ રસિકની ચર્ચા કરવાને ભાવલપુરની નવરી નાગરાણીઓએ તો સખ્ત જોર પકડયું. એક તો અનાધાર અને તેમાં ભાવલપુરની નાગરીનાત, એક તો ઊંટ ને વળી ઉકરડે ચડયું. વઢકણી વહુને દીકરો મળ્યો, પછી કંઇ મણા રહે! માર્ગમાં કૃષ્ણા જતી હતી, તે જોઇને અદેખી વેણીગવરી બોલી—"જો, જો પેલી કૃષ્ણા જાય! રાંડનો લટકો કેવો! જાણે મુંબઇની—

"બસ રે બસ. સાંભળશે તો ખરાબ લાગશે. ભલેની! ગમે તેમ ફરે?" એક સુંદરગવરી બોલી.

"અરે શાની બીહે છે! હોય તેવું કહેવાને શું છે? સુરજ કંઈ છાબડે ઢાંકયો રહેવાનો છે! ઘેલી છે સુંદર બેન! સૌ કહે છે કે ગંગાએ ઊજાળ્યું, તેમ આ લાડકડી વાવટો મૂકશે. ગંગાએ વળી રસિકને કયાં ઓછો ચીયો છે જે કૃષ્ણા—

" કોઇને જોયા કે જાણ્યા વિના અપવાદ કેમ મુકાય બા?" સું-દરગવરીએ વચ્ચેજ ટાહુકો પૂર્યો.

" અરે સર્વે કહે છે કે રસિક અને કૃષ્ણાને અંદરખાનેથી કાળું છે." "વળી હોય પણ. કહે છે કે ગંગાને, રસિક પ્રથમથીજ મુંબઇ ઉપાડી ગયો છે, અને આ કૃષ્ણાને પણ લઇ જવાની તૈયારી કરે છે "

" હા. મેં ખાત્રીથી સાંભળ્યું. ઉપરથી આંડબર ને અંદરથી પોકળ"

"તેમાં રસિક વળી મોટા માણસમાં ખપવા માંડયો, અને આજે તો કૂતરાંની પેઠે કાંઇક નાત જાતના ઉખેળા ઉખેળીને ભસવાનો છે. સો સો વરસના ઘરડાઓ મુરખ, ને આ બિચારો રાંડીરાંડનો દોઢ દાહાડાનો દીકરો ડાહ્યો, તે નાગરીનાતના રિવાજોને કઢંગા કહીને જગમાં જાહેર કરે છે. એવા નાતમાં ન જન્મ્યા હોય તો શું ખોટું! મુવાઓ જોઇએ તેવા મુંબઇના ——

" હશે, બ્હેન! આપણે શું, કરશે તે ભરશે. આપણા બાપદાદાને શી ખોટ બેસવાની છે! પારકાં પાપ આપણે શા માટે ધોઇએ! ચાલો, હટકેશ્વરનાં દર્શન કરીએ, કે મન પવિત્ર થાય"

આવી પ્રકારની નાગરી નિંદાથી કઇ સ્ત્રી, કેળવણી લહીને શોભતી થાય! વળી કેટલીક સ્ત્રીઓનું બીજું યૂથ નિંદા કરતું નીકળ્યું. ભાવલપુરની નાગરી પ્રજાને તો ઉદ્યમ મળ્યો.

" છોકરીઓ ભણેછે તેથીજ ઉછૃંખલ થાય છે. સ્ત્રીની જાતને ભણવું શેનું? શું પેલી પારસણો અને મડમોની માફક બહુ ભણી ગણીને છકી જવું છે! બહુ ભણવાથી બાઇડીઓને શું લાભ છે? સ્વતંત્રતા મેળવવા ભણે તો ભલે!"

" અરે હા રે બ્હેન! મારા વર વાત કરતા હતા, કે હમણાં તો મુંબઇની પારસણો પુરૂષો જેટલા હક્ક માગવા નીકળી છે! કહે છે કે શું પુરૂષો સ્વતંત્રતા ભોગવે, ને સ્ત્રીઓ નહિ! ઇશ્વરને ત્યાં તો બન્ને જીવ સરખા, ત્યારે કાયદો સ્ત્રી માટે નહિ કે શું?"

" અને છુટા છેડાની થોડી વાતો સંભળાયછે? જાણે ધણીતો ગામનો રખડતો કૂત—

" ને પુનર્લગ્નની વાતો કેવી ચર્ચાઇછે. હવે તો સુરત ને અમદાવાદ તથા ગુજરાત જીલ્લાની હીંદુકોમની ભણેલી સ્ત્રીઓ તો રંડાય કે પુનર્લગ્ન! બાઇરે! બલ્યો રંડાપો! કોણે સતીનો ચાલ બંધ કર્યો હશે?,,

"જોની બેન! હું તો ખરૂં કહીશ, રંડાઇને દુઃખ ભોગવવા કરતાં કાં તો સતી થવું સારૂં, ને નહિ તો પુનર્લગ્ન સારૂં."

"તારી દીકરી રંડાય ત્યારે, કે તું રંડાય ત્યારે, પુનર્લગ્ન કરજે. જો બિચારી મોઢેજ વાત કરી રસ લહેછે તે. ધર્મજ્ઞાન મેળવે તો–"!

"એજ મહોકાણ છેની! ભલેની કન્યાઓ ભણે, પણ અધુરો ઘડો છલકાય. તેમ અધુરૂં ભણે કેની તેથીજ આવો વંડેલવાડો થાયછે. અગર જો બાળકીઓને શાળાઓમાં ધર્મજ્ઞાન અપાતું હોય, કે ઘરકેળવણી અપાતી હોય કેની તો આજે જે બીગાડો થવાની વાતો ચાલેછે, તેમાંથી લેશભાર પણ બીગાડો થાય નહિ."

"પણ લોકો તો કહેછે કે પેલી નવલગંગાએ ધર્મજ્ઞાન મેળવ્યું હતું, ને તે કાં વંઠી ગઇ?"

"અને આ રાંડ કૃષ્ણા પણ વંઠી જશે. જોની પેલો ડાકટર રસિકતો ચોખો ફીરંગી ગોટલા જેવો તો લાગે છે. લોકો તો કહે છે કે ડાકટર તો એક અંગ્રેજ છોકરી સાથે પરણીને વટલી જવાનો છે, અને કૃષ્ણાને પણ વટલાવવાનો છે. વળી નવલગંગાના વરનો પત્તો નથી, તેથી તેણીને પણ કોઇ ફીરંગી સાથે પરણાવી દેવાનો છે. હાય, હાય, શો જમાનો?

આ પ્રકારે લોકોની નિંદામાં નિર્દોષ અને સુજ્ઞ માણસોનો સુઘટ વ્યવહાર કેમ ચાલે! અજબ છે. આપણાં હિંદુ કુટુમ્બો? શું કોઇનું ભલુ જોઇજ ન શકે! કેળવણી હીણ સ્ત્રીઓનો કેવો મહિમા! ડાકટર રસિકતો પોતાના ઉમંગી હૈડામાં હરખાતો કૃષ્ણાકુમારીને પોતાનું શૌર્ય બતાવવા, એક વક્તા તરીકેનો દમામ દેખાડવા, રાજ મેહેલ તરફ ચાલ્યો. નિંદાખોરોની નફરી લવરીને તિરસ્કારનાર, સાહસિક, દેશવત્સળ, વ્યાજ સ્તુતિને ધિક્કારનાર રસિક, માત્ર મનનો દોરેલો એકજ વૃત્તિપર ચાલવા લાગ્યો. અને એવા નિંદાખોરોને ચાંડાળ સમજી તેનાથી દૂરજ રહ્યો. વિદ્વાનો કહે છે કે.

चाण्डालः पक्षिणां काकः पशुनां चैव कुक्कुरः ।
कोपेमुनिनां चाण्डालः सर्व चाण्डाल निन्दकः ॥

તો પછી વિદ્વાન ડૉકટર રસિક અભણ હતો જે તેવું ન માને! निस्पृहस्य तृणं जगत् રસિકે, માત્ર કૃષ્ણાના પ્રેમને સ્વાધીન કરવા આ કાર્ય આરંભ્યું. માત્ર દરબારને સ્વદેશી પ્રજાની વિદ્વત્તા અને નિંદાખોરોની ઓળખાણ કરાવા ભાષણનો પ્રારંભ કર્યો.

રાજદ્વારમાં લોકોની ઠઠ મળી, કૃષ્ણા છુપી રીતે દરબારના જનાનામાં આવી. રસિકનું લેકચર સાંભળવા લાગી. દરબારને પ્રમુખ સ્થાન અપાયું, મુંબઈના અનુભવી પારસી મંડળ તથા બીજા અમલદાર વર્ગ પણ હાજર થયા, અને રસિકે ભાષણ ચલાવવા માંડયું.

લોકોમાં રસિકનું માન પથરાયું એમ દરબાર માનતા હતા. પણ એ માટે રસિક તો ઉલટુંજ ધારતો હતો. કેમકે તેને પોતાની જ્ઞાતિનો અનુભવ હતો. રસિકે નાગરી નાતના લગ્ન ખર્ચના કઢંગાપણા વિષેનું ભાષણ એક કલાકમાં પુર્ણ કર્યું.

રસિક નાગરિ નાતમાં જોકે તિરસ્કારરૂપ દેખાતો હતો, એટલે તેનાં આ ભાષણની અસર નિંદાખોર લોકોને શી રીતે થાય ? પણ રાજાનો માનીતો માણસ એટલે "परोक्षे कार्य हंतारं प्रत्यक्षे प्रिय वादितं" એ વાક્ય પ્રમાણ સર્વે રસિકનાં મુખપ્રતિ વખાણ કરતા હતા.

રસિકનું સંભાષણ પુરૂં થયું. સભામાં હાજર રહેલા નાગરભાઇની હૃદયની અંદર અદેખાઇનો દાવાનળ પ્રગટયો, પણ હાંજીહાં દાસોની રીતિ પ્રમાણે તે વેળાએ સર્વેએ માન આપ્યું. પ્રમુખ સ્થાનપર બિરાજેલા દરબારે ઉઠીને રસિક ચંદ્ર જેવા ભણેલા ગ્રાજ્યુએટના ભાષણમાં સમાયલા વિચાર માટે સ્તુતિ કરી, અને નાગરીનાતમાં ચાલતા લગ્ન ખર્ચના કઢંગાપણાં વિષે દરેકને સરળ અને સસ્તું કાર્ય થઈ પડે, એ બાબત બે બોલ બોલીને બેસી ગયા. તાળીયોના અવાજ વચ્ચે સભા બરખાસ્ત થઇ. રસિક ચંદ્ર, જાણે ઇંગ્લંડની પાર્લામેન્ટમાંથી હિંદી બજેટની જીત મેળવીને જાણે ભપકામાંજ પસાર થતો હોય તેમ, અથવા તો દેવતાઓનું કાર્ય કરીને શંકર મનમાં મોદ પામતા ગિરિયા તરફ હર્ષ વેગમાં જતા હોય તેમ દરબારના જવા પછી પાછળ રસિક ગઢમાં ગયો. આ સર્વ કૃષ્ણાએ જોયું, ને ભવિષ્યની આશા બાંધી. કેમકે તેણી જાણતી હતી કે.

> शैले शैले न माणिक्यं मौक्तिकं न गजे गजे ।
> साधवो नहि सर्वत्र चन्दनं न वने वने ॥

"सु. र. भा."

રસિક જતાં જતાં મેહેલના દીવાનખાનાની અને જનાનખાનાંની વચ્ચેના એક ન્હાના બગીચામાં કૃષ્ણા અને રસિકનો મેળાપ થયો. પ્રેમમાં પડેલું આ યુવાન જોડું થંભી ગયું–સ્તબ્ધ થઇ ગયું. અન્યોન્ય દૃષ્ટિ થતાં ચંદ્ર કુમુદિનીની અવસ્થા થઇ.

પ્રેમનો પ્રભાવજ એવો, પછી શું વર્ણન! સોનું અને તેમાં કુંદન જડયું. યુવાન અને તેમાં પ્રેમ મળ્યો. દૂધ તેમાં સાકર મળી. મોતીને તેમાં હંસ ચરનાર મળ્યો. હીરાને ઝવેરી મળ્યો. પછી શી ખામી!

રસિક, જ્યાં રસિકબાળા કૃષ્ણાકુમારી, જે રસિકનાં મધુરાં ભાષણ સાંભળવા છુપી ઉભી હતી તે તરફ ચાલ્યો. જાણે કુદરતેજ તેને એ તરફ પ્રેર્યો હોય, જાણે કૃષ્ણાએ પ્રેમજાળ નાંખી હોય, ને તેથી તે દોરાઇ આવતો હોય, તેમ તેની તરફ ગયો.

> Love, of its own fidelity assur'd,
> Ne'er studies the display on't!
>
> "*The Wife*," Act iii. 1.

---

## પ્રકરણ ૧૧ મું

### પ્રેમમાં પડેલું યુવાન જોડું.

> I have loved my last—and that love was my first!
> A passion like a seedling that did spring,
> Whose germ the winds had set; of stem so fine,
> And leaf so small, to inexperienced sight
> It passed for nought,—until with swelling trunk,
> And spreading branches, bowing all around,
> It stood a goodly tree! "*The Wife*" Act i. 2.

## શાર્દૂલવિક્રીડિત.

માઝા વૃદ્ધની ના મૂકાય, ન કયમે મિત્રો ઉવેખાય કે—
છંડાયે નવ લોક લાજ, ન વળી ફેલાય પાછી સમે;
તછોડયાં ન જ જાય મિષ્ટ વચને વિવેકથી કે ભયે,
તે તે નેહ! નહિ-નહિ,-ચરવડું; ત્યાં તે શું. માને ઘટે.

"અમરૂશતક"

બગીચાનુ બુલબુલ, ગુલાબપર ઘણા લાંબા સમયથી ટળવળતુ છતાં લગાર પણ પ્રેમ સુગંધનું ભોગી થયું ન હતું, તે આ વેળા કુદરતી રીતેજ મળી ગયું. "ધવળપુર સ્ટેશન પર મળેલી બાળા તે એજ' માર્ગમાં ઉભી થઇને વીજળીના ચમકારા પેઠે અદૃશ્ય થએલી શરમાળ બાળા તે એજ" આ રસોદ્ગાર રસિકના શાન્ત મુખમાંથી મન સમજાવવાજ નીકળ્યા. યુવાન જોડું ત્વરિત શું બોલે! આરસપહાણનાં પૂતળાંની પેઠે બન્ને ઉભાં—આડી નજરે, પ્રેમી નજરે, હૃદયના ખરા પ્રેમભાવથી અન્યોન્ય નિહાળવા લાગ્યાં. મનમાં પ્રેમોદ્ગાર છતાં જીભથી પ્રગટયો નહિજ, પણ સ્મિત ચેષ્ટા કરવા લાગ્યાં. કેમ જાણે ગુલાબ, બુલબુલને કંઈવની કરતુ હોય, તેમ કહ્યું.

ભટકે કાં બુલબુલ ભલાં, ગુલાબ અંતે તૂજ;
પરિમળ સ્વાદજ ચાખતું, ભવિષ્યમાં પણ તૂજ.

એમ તો સિદ્ધ કે પ્રિયદ્ વસ્તુ જેમ જેમ મળવાને હડીલી થાયછે, તેમ તેમ પ્રેમીની ઇન્તેજારી વધતી જાય છે. શકુન્તલાના સૌંદર્યનો પ્રેમસ્વાદ મેળવવાને દુષ્યંત અધીરો થયો, ને ઉર્વશીનું અધર ચુંબન કરવાને વિક્રમ* અધીરો થયો પણ તૃષિત બપૈયા સમાન મૃગતૃષ્ણિકા જોઈ ત્વરિત નિષ્ફળ થયા. તો રસિકની શી ગણતી!—

અજાણ રસિક કૃષ્ણાને વિસરી ગયો, ડૉરલીને તો સ્વપ્ને પણ જોઇ કે જાણી ન હોય, તેવી રીતે ભાન ભૂલી ગયો, અને આ ચકોરીની કાન્તિપર મોહિત થયો. આ કઢંગા સમયે, જોખમ ભરેલા સ્થળમાં આ મુગ્ધ બાળાને કેમ બોલાવવી! વિચારમાં પડયો. માત્ર ઘડીવારે મનમાં ઉભરાઇ રહેલા પ્રેમના જોસથી જેમ માધવ માલતી પ્રત્યે સ્વગત સ્વપ્નમાર્ગે સૂચવતો હોય તેમ, રસિક માત્ર પ્રેમાવેશમાં કૃષ્ણાપ્રતિ સુચન કરતો મુગ્ધ

*જુવો રાજા રવિવર્માનું "વિક્રમ, ઉર્વસીનું" ચિત્ર.

કુમારિકાને જણાયો. રસિક, હજુ એમ નથી જાણતો કે પોતે જેની પ્રતિ પ્રથમ પ્યાર કરેછે, તે કૃષ્ણાછે. તે તો માત્ર ધવલપુર સ્ટેશને મળેલી રસિકબાળાજ જાણેછે. રસિકે સ્વગત શું કહ્યું!

### આશાવરી.

ખીલી ફુલવાડી–મદનની––ખીલી ફુલવાડી.
ઘેલી! ઘેલી, શાન્ત સહેલી! મદમત્ત કાં બની તન મન છેલી! ટેક
પ્રેમરૂપી પવને તું ઝુલતી. અમૃત યૌવનમાં તું ખીલતી;
મધુર પરિમળમાં મઘમઘતી, કરમાશે પ્યારી–**મદનની**–

### સાખી.

કઠોર કાં થા કુમુદિની, ચંદ્ર પ્રીતે લહે પાસ;
મધુર વદન, સ્મિત હાસ્યથી, વધાવ પ્રિયતમ ખાસ–**ખીલી.**

પ્રેમ સંબોધન થતાં કૃષ્ણા, રસિકની હૃદયગામિનીરૂપ પ્રિયાંગના થયેલી હોય, તેના મનની વાતને પારખી ગઇ હોય, કુદરતી પ્રેમ સાક્ષાત્ મનસ્વી તર્કો ભવિષ્ય દમ્પતીને જાણે સુચવતા હોય, તેમ કૃષ્ણા, મનવેગના વહેતા વહેળા પર પમરતા સુગંધીમય પવનની લ્હેરી તરફ જોઇ બોલી–

ગુલાબ કંટક વાળુંછે, પણ નવ પ્રેમી માટ;
પવન મધુર પમરે સદા, પણ નવ ખૂંચે હાથ.
કઠોર છે બંધન થકી, રૂતુવિષે પ્રફુલાય;
માળી સીંચે સો ગણું, રૂતુ વિણ ફળ ન પમાય.

આટલું બોલીને જાણે ચાલી જતી હોય, તેમ કૃષ્ણા બગીચામાંહેનાં ગુલાબનાં ઝાડ પાસેથી જવા લાગી. રસિક માર્ગ રોકીને ઉભો. ગોપીઓ કેમ જાણે કૃષ્ણને જોઇ શરમાઇ જતી હોય, કાં તો યમુનાંના તટ પર, કે કાં તો મધુવનની વાટમાં કૃષ્ણે, રાધિકાને રોકી રાખી હોય, તેમ કૃષ્ણા અને રસિકની અવસ્થા થઇ. ગોપી, કૃષ્ણને વિનવવા લાગી. રસિક કવિ, દયારામેજ સંબોધ્યું–

### ગોડીની હુમરી.

અબ જાનેદે અબ જાનેદે, સાંજ પરી ઘનસ્યામવે–ટેક
ત્યાંરે દેયાં મેં હુ પરેકી આઇ, બીત ગઇ જુગ જામવે. **અબ**
ઉધર પરેગી બાત હિલગ રહી. મોસું લોગ કરે બદલામવે. **અબ**
દયાકે પ્રીતમ કહે તુમ ભોરજ આઇઓ. આજ રહો ચૂપ બાલમરે, **અબ**

"પણ બાળા તમારૂં નામ!" કંપતે અંગે, ગ્લાની પામેલા મુખે, શરમા-તે ચ્હેરે, અને ધડકતી છાતી એ રસિકે પુછ્યું. કૃષ્ણા મુખમાં હસી. પોતે તો રસિકને ઓળખી ગઈ હતી, પણ રસિક પોતાને ઓળખતો નથી, તેથી કેવો પરાયા માણસ તરીકે મને પુછતાં ગભરાય છે? એવું સમજી સ્મિત હસી. રસિક તો શરમાઇ ગયો. એક વિદ્વાન ગ્રેજ્યુએટનું લાખ ટકાનું પાણી ઉતરી ગયું. કિમતી મોતી અકિમતી ગણાયું. પશ્ચાતાપ થયો. પણ કૃષ્ણાએ શાન્ત કર્યો. ત્યારે રસિક સ્તબ્ધ કેમ રહે! તેણે પણ સુચવ્યું.

## ભેરવી.

નહિ કાલપર રાખો; કદિ નહિ—
જો બનતું હોયે આજજ તો—નહિ,
માઠાં ફળ મુલ્તવી રહ્યાનાં, તો નુકશાનજ કાં સાખો?
ભજશું જગ કિરતારને કાલે, ખબર નથી પળ કાં ભાખો—**જો, બનતું.**
જગત જનમની સજીંદગીમાં, બહુ કાંમ છે કરવાનાં;
કરશું કાલે, સહુ સમજથી—નહિ ભરૂસો કંઇ રાખો—**જો, બનતું**

## સાખી.

પળની જીંદગી શોભતી, પળમાં ગત થઇ જાય;
કર કરથી કરગરી કહું, કર્મ કારણે કાંય.
ધનાઢય છે યૌવન મદે, અખૂટ ખજાને રૂપ;
દઇશિ કદી કંગાલને, ક્યમ ખૂટે રૂપ કૂપ?
તરસ્યો માગે તુજ કને, અધર પાન દે નાર?
હઠ છોડી તું કર રમા, ભલી સખાવત પ્યાર.—**નહિ.**

## ઠુમરી.

ત્યારે કૃષ્ણાએ અન્યોક્તિ કરી—**જંગલો.**—
છોડો છોડો વાટ કાના? જવા દો મને રે;
જવા દો મને રે, કાના? ન માનો તમે રે—**છોડો.**
યમુનાને ઘાટે કાના, તજી લાજ ઉભા શાના?
જુવે લોકો છાનાં છાનાં, હઠો ને રે—**છોડો.**

"ન ગભરાઓ, મારૂં નામ કૃષ્ણા—હું નાગરવાડમાં રહું છું." એ-લું કહીને હસતી હસતી ચાલી ગઇ. જાણે ગોપીયોએ ઉપર પ્રમાણે ગાયન માં કૃષ્ણને સંબોધ્યું. "કૃષ્ણા" નામ સાભળી રસિકનું સંકોચાયલું હૃદયકમળ પ્રફુલ્લિત થયું: હસ્યો. મુગ્ધ પણ ચકોર બાળાની ચેષ્ટા જોઇને

મગ્ન થયો. નિશ્ચય થયો; આમંત્રણ થયું, અને પ્રેમ મળ્યો. કાં રસિક ન હરખાય ? પ્રભાતની વાટ જોવા લાગ્યો. કૃષ્ણાને પણ તેમજ થયું. ચંદ્રના પ્રેમમાંથી વિખૂટો થઇને ચકોર ક્યારે ચકવાકી પાસે જાય ? વાંચનાર ? તું પણ અધીરો થશેજ. પ્રિય ડૅારલીના પ્રેમમાંથી છુટીને રસિક, કૃષ્ણાના પ્રેમપાશમાં ક્યારે સપડાય ? એ જોવાને તું આતુર છેજ. પણ દ્વીદમ્પતી જોડાનાં સ્વરૂપ ત્વરિત જણાશે. શું જ્યાં પ્રેમછે, ત્યાં પ્રેમી મળવાં મુસ્કેલ હોય! ના—ના!— પ્રિય વાંચક!

પ્રેમી જનની પ્રેમતા. જાણે પ્રેમી જન્ન;
કાવ્ય કળા કવિ જાણશે, ઝવેરી, હીરો મન.
વિરહીજનની વેદના જાણે વિરહીજન્ન.
પ્રસુત પીડા જાણશે, વંધ્યા શું નિજ મન !

## પ્રકરણ ૧૨ મું.

### નિ:સર્ગીય પ્રેમનું પ્રાગટ્ય.

Grief cannot come where perfect love exists,
Except to heighten it, ane vanish from
That which it could not scare away.

"*Sardanapalus.*" Act. ii. I.

જાગૃતે કે સુસુપ્તે વા, નિદ્રાયે સચરાસરે:
પ્રેમ નિ:સર્ગીય તો ત્યાં ફરેછે સરવ સ્થળે.
જ્ઞાનીં કે દર્દ સુખ હોયે, તોયે પ્રેમવહે ખરે;
ભોગ સંયોગ ના ન્યાળે, વિના તેડયે ફરી મળે.

રાજદરબારના બગીચામાંથી ચાલી નીકળેલો બુલબુલ (રસિક) પોતાનાં મનોહર ગુલની વિટંબનામાં પડયો હતો, અને હવે એ મુગ્ધકન્યાને પોતાની પ્રિયા કેમ કરવી! એ વિચાર કરતો નીચેની ગજલ ગાતો હતો

ગજલ.

બાગમેં તડફ્ડતા હય બુલબુલ ગુલ મીલાનાં મુશ્કેલ;
આગમેં જલતા હય મેહબુબ જાન બચાનાં મુશ્કેલ.
મુબારક હય આપસેં ઇશ્ક આશકકો યા જલ્લાદ;
તલેસમ હયે અજબ યેહ યારીકા વ્હાંજી જાના મુશ્કેલ.
કદમ પોશીદે મુરવ્વતસે ચાહે રેહના હજુરે આપ;
ફલક બદલતા હય રંગ ચશ્મ છુપાના મુશ્કેલ.

એમ સંગીત ધ્વની કરતો ડૉકટર રસિક આગળ ચાલ્યો. સૂર્ય, પોતાનાં કીર્ણને અંગમાં દાબી જગતને હર્ષથી ઉદયની આશા આપી, માનવથી દૂર થતો થતો, તે સમુદ્રને પશ્ચાત્ કિનારે આવ્યો. તારાગણુ આકાશમાં દૃષ્ય થયા અને આકાશનો રંગ વિચિત્ર થયો જેવોકે—

नीलाभ्रगर्भनिपतत्करकास्ततोऽति-
श्रान्तापतद्रविसमुच्छालिताब्धिबिन्दून् ।
संध्याति राग दहना कलिताष्ट मूर्ति-
विस्फोटकानुडुगणानू जनता शशङ्के ॥

"गो. ली. काव्य" सर्ग. ९-२१.

આ સમયે રસિકનું હૃદય એક કમળના પ્રિયદ્ ભ્રમર સરખું થઈ પડયું હતું, અને તેની અવસ્થા નીચેના ભ્રમરાષ્ટકના પદ્યને મળતી હતી.—

रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातं ।
भास्वानुदेष्यति हसिष्यति पङ्कजश्रीः ॥
इत्थं विचिन्तयति कोशगते द्विरेफे ।
हा हन्त हन्त नलिनीं गज उज्जहारः ॥

"भ्रमराष्टक"

હવે તેને બીજી ભ્રાન્તિ ઉત્પન્ન થઇ. દુષ્યંતની પેઠે શકુન્તલાનાં સ્વરૂપનું, વાક્યપટુતાનું, અને મમતાળા હૃદયનું સ્મરણ થવા લાગ્યું. તેનું આકર્ષાયલું હૃદય જાણે એક અંગ્રેજ કવિના વિચારને મળતું થયેલું હોય, એમ દૃષ્ય થયું.

"It was no longer the voice that made
My soul plant itself in the ears."

વળી જાણે કૃષ્ણાના મધુર સ્વરની પરિચિત માળા ત્વરા પડી ગઇ હોય, અને પોતે પ્રેમને સત્ય કરવા તે પેહેરી લઈ રઘુવંશનો આ શ્લોક સ્મરણ કરતો હોય, એમ રસિકને જણાયું—

तया स्त्रजा मंगलपुष्पमय्या विशालवक्षः स्थललम्बया सः ।
अमंस्त कंठार्पित बाहुपाशाम् विदर्भराजात्ररजां वरेण्यः ॥

"रघुवंश." स. ६-४८

પણ સ્નેહ દોરી કાઠિણ્ય છે, એમ સમજી આ વાકય ધ્યાન પર લીધું—

"The course of true love never did run smooth"

શકુન્તલારૂપ પ્રેમ ભક્તિએ દુષ્યંતને તાજો કર્યો. કૃષ્ણાના દૃષ્ટિપાતથીજ આલ્હાદજનક પ્રશ્ન, અનુભવિ વિદ્વાન ગ્રેજ્યુએટને શાળા શિક્ષણદ્વારા સ્મરણ થયું.—મનમાંજ બોલ્યો, મુખમાંજ હસ્યો.

" She speaks, yet she says nothing; what of that!
" Her eye discourses, I will answer it,

" *Romeo and juliet*" Act. ii-i.

આહા કૃષ્ણા? તને ઉર્વશી કે મેનકાની ઉપમા આપુ! તને રંભા કે તિલોત્તમા કહું? શી તારી મધૂરતા! શી તારી મનોહરતા!

यत्र प्रमदानाञ्चक्षुरेव सहजं मुंड़मालामंडनं भारः
कुवलयदामानि कपोला एव सततमालोककरा विमत्रो माणिप्रदीपा

વળી જાણે—"રસીલી રીસાઇ સૂતી મીચીજ મિથ્યા વચન એ" તેવી ચેષ્ટા કરતી, નયનનાં બાણ મારી કામને પ્રફુલ્લિત કરતી સુંદરીએ રસિકને ઘાયલ કર્યો હતો. એ ઘડીની નયન ક્રીડામાં કુલ દડે પણ રમ્યાં. આહા!

પટકૂળ મધ્યે સેવા વેગે મુષ્ટ કર પલ્લવે,
ત્રુટિત ફૂલની માળા ફેંકે પ્રદીપ બણી બળે;
દર્શી ચકિત શી, તન્વી વાલા તણી દગ આવ રે,
મધુર મધુર ક્રીડાંતે કે વળી વળી તે જુવે. "અમરૂ શતક"

વળી જરાવારે જાણે—નીચું જોયે લાજે, પિયુ પકડતાં પાલવ; અને

સરી સંકોરી લે ભુજ ભરી ભીડંતાં, નિજ તને;
પરિહાસે પેલા મલ્લપતી સખીના સુમુખડે,
જુવે, ના બોલાયે; નિજ થકી નવોઢા ઉર રહે. " અમરૂ શતક"

રસિક, સમુદ્ર કિનારાપરની મનસ્વી મોજ લઇને આવી અવસ્થામાં મદમત્ત હસ્તીની પેઠે ઘેર ગયો, પણ રાત્રે નિદ્રામાં શું સ્વપ્ન હોય ! પ્રિયસુંદરી કૃષ્ણાજ તો—અને કૃષ્ણાને કોણ ! પ્રિયત્તમ રસિક—આવા નિ:સર્ગીય પ્રેમને માટે એક અંગ્રેજ કવિ લખેછે કે

" Whatever of love sinks the deepest is felt
at first sight; is streams an us abrup
from the clond, a lightning flask a
destiny revealed to us face to face"

સમજુ અને ઉધરતી બાળાને આ પ્રથમ કામ ચોરે સપડાવી. મદનની ફુલવાડીનો સુગંધી સ્વાદ લેવાને આ ચકોરી પ્રથમજ ભાગ્યશાળી થઈ. ભાગ્યવંત થયા છતાં રાત્રીના સંતાપને લીધે દુ:ખી થઇ. યુવાન, અનુભવી અને નવોઢયા પણ વિરહી ને મુઝાયલી બાળાને યુવાનીએ બહુ પીડી.

જ્યાં સુધી પ્રેમસ્વાદ ચાખ્યો નહતો, ત્યાં સુધી તે અજાણ મુગ્ધ હતી. પણ જ્યારે છુટથી ભાગ લીધો, ત્યારેજ મદને તેણીને પીડી. આ પીડાનું વર્ણન વાંચકને એટલુંજ બસ થશે, કે—

आशाबन्धः कुसुमसदृशं प्रायशोह्यंगनानाम् ।
सद्यःपाति प्रणयिहृदयं विप्रयोगे रुणाद्धि ॥ "मेघदूतम् "

અથવા—

आशातन्तुर्न च कथयताऽत्यंत मुच्छेदनीयः ।
प्राणत्राणं कथमपि करोत्यायताक्ष्याः सएकः ॥
"मालती माधवम्."

આ પીડામાં રાત્રી પ્રસાર થઇ. પ્રભાતમાં રસિકને મળવું શી રીતે ! એક યુકિત શોધી કહાડી. રસિકને પણ એજ સ્વપ્નાં આવ્યાં. પ્રભાતની રાહા જોતો, રસિક અર્ધ જાગૃત અને અર્ધ સુષુપ્ત અવસ્થામાં રહ્યો પ્રભાત થયું. અને તેણે પણ કારણ કહાડ્યું. પ્રેમને મળવું તેમાં શું ?

કવિત

રંગ રસિક ચુસે રસદાર, નહિ રસહીણ ગમાર વિનોદી,
હોય ભલે કદિ ભૂમિતળે પણ તોય રસજ્ઞ લહે ભમી શોધી;

